

# શ્રમણની જીવન સંપત્તિ

નૂતન સાધુ-સાધ્વીના જીવનમાં ઉત્તમ આચાર
વિચારનું જ્ઞાન એટલું જ જરૂરી હોય છે જેટલું
મનુષ્યના જીવનમાં હવા અને પાણી જરૂરી હોય છે
આ પુસ્તકમાં સરળ ભાષામાં અને રોચક શૈલીમાં
એવું જ્ઞાન આપવામાં આવેલું છે જ્ઞાન એ પ્રકાશ છે
જ્યાં પ્રકાશ પથરાય છે ત્યાં અંધકાર ટકી શકતો નથી
આ જ્ઞાનપ્રકાશ દ્વારા અસંયમનો અંધકાર દૂર
થશે અને સંયમનું અજવાળું આત્મઘરમાં પથરાશે
સુયોગ્ય આત્માઓ આ પુસ્તકનું મહત્વ સમજીને
લાભ ઉઠાવે એ મંગલ અભિલાષા—


લેખક
પૂજ્ય મુનિરાજશ્રી ધર્મગુપ્તવિજયજી મહારાજ

# નિવેદન

'શ્રમણની જીવન સંપત્તિ' ની બીજી આવૃત્તિ આટલી જલ્દી પ્રગટ થશે, એવી ધારણા ન હતી, પરંતુ આજે અમને હર્ષ થાય છે કે ટૂંક સમયમાં આ બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે.

પૂજનીય સાધુ-સાધ્વી મહારાજાઓએ આ પુસ્તકનું ઉંચું મૂલ્ય આંક્યું છે, અને એ નિર્વિવાદ હકિકત છે કે આ પુસ્તક ચારિત્ર જીવનનું સુંદર ઘડતર કરવામાં સહાયક છે. પૂજ્ય મહારાજશ્રી ધર્મગુપ્ત વિજયજી મહારાજે આવું સુંદર પુસ્તક તૈયાર કરી આપી આપણા પર મહાન ઉપકાર કર્યો છે. સરળ ભાષામાં મધુર શૈલીમાં અને ભાવપૂર્ણ હૃદયથી તેઓશ્રીએ આલેખન કર્યું છે.

'વિશ્વકલ્યાણ પ્રકાશન' સંસ્થા કોઇ સમૃદ્ધ સંસ્થા નથી. એની પાસે કોઈ ફંડ નથી કે એના કોઇ સ્થાયી સભ્યો નથી, છતાં કેટલાક સહૃદયી સદ્ગૃહસ્થોના સહયોગથી આ સંસ્થા પ્રજાના ચરણે ચાર વર્ષના ગાળામાં બાવીસ પુસ્તકો ધરી શકી છે.

આ પુસ્તકના પ્રકાશનમાં જે જે ઉદારહૃદયી સદ્ગૃહસ્થોએ આર્થિક સહયોગ આપ્યો છે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. બીજી આવૃત્તિ સુધારા-વધારા સાથે નવા રૂપમાં પ્રગટ કરવામાં આવી છે. આશા છે સહુ મોક્ષાર્થી જીવો આ પુસ્તકનો સદુપયોગ કરી નિજ આત્માને પાવન બનાવે—

| | |
|---|---|
| મહા સુદ ૫ | આપના |
| વિ. સં. ૨૦૩૧ | શાંતિલાલ દોશીના |
| હારીજ | જય જિનેન્દ્ર |

# મણકા



- શ્રમણના ગુણરત્નો
- મોક્ષદ્વાર-સમકિત
- દશવિધ યતિધર્મ
- પાંચ મહાવ્રતો
- મહાવ્રતોની ૨૫ ભાવના
- ષટ્કાય
- અષ્ટ પ્રવચન માતા
- બ્રહ્મચર્યની નવ વાડ
- ગોચરીના ૪૭ દોષો
- દશવિધ સામાચારી
- બાર ભાવનાઓ
- ૨૨ પરીષહ
- બાહ્ય અભ્યંતર તપ
- નવ તત્ત્વ
- છ દ્રવ્ય
- આઠ કર્મનું સ્વરૂપ
- કર્મબંધના કારણો
- ચૌદ ગુણસ્થાનક
- અસ્વાધ્યાય કાળ
- આચાર છત્રીસી
- પચ્ચીસીઓ
- સ[illegible] હૃદયને પ્રેરણા



# શ્રમણનાં ગુણરત્નો

૧ સર્વથા જીવહિંસાના ત્યાગરૂપ પહેલું મહાવ્રત પાળે
૨ સર્વથા મૃષા (જૂઠ) ના ત્યાગરૂપ બીજું મહાવ્રત પાળે
૩ સર્વથા ચોરીના ત્યાગરૂપ ત્રીજું મહાવ્રત પાળે
૪ સર્વથા મૈથુનના ત્યાગરૂપ ચોથું મહાવ્રત પાળે
૫ સર્વથા પરિગ્રહના ત્યાગરૂપ પાંચમું મહાવ્રત પાળે
૬ રાત્રિ ભોજનના ત્યાગ રૂપ છઠ્ઠું વ્રત પાળે
૭ પૃથ્વીકાયના જીવોની રક્ષા કરે
૮ અપ્કાયના જીવોની રક્ષા કરે
૯ તેઉકાયના જીવોની રક્ષા કરે
૧૦ વાઉકાયના જીવોની રક્ષા કરે
૧૧ વનસ્પતિના જીવોની રક્ષા કરે
૧૨ ત્રસકાયના જીવોની રક્ષા કરે.
૧૩ સ્પર્શેન્દ્રિયને સંયમમાં રાખે
૧૪ રસનેન્દ્રિયને (જીભને) સંયમમાં રાખે
૧૫ ઘ્રાણેન્દ્રિયને સંયમમાં રાખે
૧૬ ચક્ષુરિન્દ્રિયને (આંખને) સંયમમાં રાખે
૧૭ શ્રોત્રેન્દ્રિયને સંયમમાં રાખે
૧૮ લોભને કાબુમાં રાખે નિસ્પૃહી હોય
૧૯ ક્ષમા રાખે

૨૦ હૃદય સરળ અને શુદ્ધ રાખે માયા-કપટ ન રાખે

૨૧ પડિલેહણ ભિક્ષાચર્યા પ્રતિક્રમણ વગેરે ક્રિયાઓ ખૂબ આદરપૂર્વક શુદ્ધ કરે, મોક્ષના ભાવથી કરે

૨૨ સંયમવ્યાપારમાં, તપ, ભક્તિ, વિનયમાં ખૂબ તત્પર હોય આરામ ન કરે

૨૩ અશુભ વિચારોનો ત્યાગ કરનારા હોય

૨૪ કઠોર અને અસત્ય વાણીના ત્યાગી હોય

૨૫ અશુભ કાયિક ક્રિયાઓના ત્યાગી હોય

૨૬ ભૂખ તરસ ઠંડી, ગરમી અપમાન વગેરેને સમભાવે અને મોક્ષના હેતુએ સહન કરનારા હોય (પરીસહો સહે)

૨૭ મરણાંત દુઃખ (ઉપસર્ગ) આપનાર પ્રત્યે પણ રોષ કે શત્રુભાવ ન રાખે પણ ઉપરથી તે દુઃખ આપનારને મિત્ર કે ભાઈ માનનારા હોય

## શ્રમણ કેવો હોય ?

- સર્વ જીવો પ્રત્યે સમભાવ રાખે તે શ્રમણ
- જે કષ્ટોને સમભાવે સહન કરે તે શ્રમણ
- જે કષાયોનું શમન કરે તે શ્રમણ
- જે સ્વજનોનું શમન કરે તે શ્રમણ
- જે કર્મોનું શમન કરે તે શ્રમણ



# મોક્ષદ્વાર—સમકિત



પ્ર સમકિત કોને કહેવાય ?

જ સુદેવ, સુગુરુ અને સુધર્મ ઉપર શ્રદ્ધા રાખવી એને સમકિત કહેવાય છે

'આ ત્રણ જ સાચા છે તેની આરાધનાથી જ મોક્ષ મળે' તેવો આત્મવિશ્વાસ તે સમકિત છે

પ્ર આત્મામાં સમકિત આવ્યું છે તે જાણવાની નિશાની શું ?

જ અરિહંત પરમાત્માએ સમકિતને જાણવાની ત્રણ નિશાની ( લીંગો ) બતાવી છે —

૧ સુંદર સંગીતની જેમ ધર્મ સાંભળવાની અત્યંત ઇચ્છા ખૂબ પ્રેમથી તથા ચિત્તની એકાગ્રતાથી સાંભળે

૨ ધર્મની અત્યંત ભૂખ હોય જેમ ભૂખ્યા બ્રાહ્મણને ઘેબર કે લાડવા મળે અને જેટલો આનંદ થાય તે ભવ્ય જીવને ધર્મ મળવાથી અત્યંત આનંદ થાય

૩ દેવગુરુની સેવા ભક્તિમાં જરાયે આળસ ન હોય વિદ્યાસાધકની જેમ એમાં તત્પર હોય

પ્ર સમકિતના લક્ષણ કેટલા ?

જ સમકિતના પાંચ લક્ષણ છે —

(૧) ઉપશમ – ઉગ્ર કષાયો ન હોય પોતાના દુશ્મનનું પણ બુરૂ થાય તેવું ન વિચારે



(૨) સંવેગ – દેવતાઈ સુખને પણ દુખરૂપ માને (પરિણામે દુખરૂપ હોવાથી) અને અનંત સુખમય મોક્ષના સ્વરૂપને જાણી તેને મેળવવાની તીવ્ર ઈચ્છા તેને સંવેગ કહેવાય છે

(૩) નિર્વેદ – સંસારવાસને નારકી કે જેલના બંધન જેવો માની તેમા એન્થી રહે સુખી સંસાર ઉપર પણ અરૂચી કંટાળો હોય (વૈરાગ્ય હોય)

(૪) અનુકંપા – દયાળુ હોય દ્રવ્યથી દુખી જીવોના દુખ દૂર કરવાની ઈચ્છા હોય ભાવ રી–પાપી–અધર્મિને ધર્મ પમાડવાની ઈચ્છા હોય

(૫) આસ્તિક્ય – શ્રદ્ધાળુ હોય જિનેશ્વર ભગવાને જે જે કહ્યુ છે તે જ સાચુ અને શંકા વિનાનુ છે, એવો અથાગ વિશ્વાસ હોય છે

પ્ર સમ્યક્‌ત્વના છ સ્થાન કયા? અને સ્થાન એટલે શુ?

જ સમકિત જ્યા રહે તેને સમકિતના સ્થાન કહેવાય છે

(૧) આત્મા છે

(૨) આત્મા નિત્ય–શાશ્વત છે

(૩) આત્મા કર્મોનો કર્તા છે

(૪) આત્મા કર્મોનો ભોક્તા છે

(૫) મોક્ષ છે

(૬) મોક્ષનો ઉપાય છે

આ છ સ્થાનની જેને પાકી શ્રદ્ધા હોય તેને સમકિત હોય અથવા આ છ પ્રકારની સાચી માન્યતામા જ સમકિત રહેલુ છે



૫ સમકિત આવવાથી લાભ શું?

જ સમકિત આવ્યા વગર ચારિત્ર પાળે તો પણ મોક્ષ મળતો નથી સમકિત વગરનું ગમે તેટલું જ્ઞાન પણ અજ્ઞાન કહેવાય છે તપ પણ કાય-કલેશ કહેવાય છે અને સમકિત આવવાથી આત્માને સંસારમાં વધુ ભમવું પડતું નથી જલ્દી મોક્ષ થાય છે

આ સમકિત આવવાથી માણસનું ચિત્ત મોક્ષમાં રમ્યા કરે છે સંસારમાં રહે ત્યાં સુધી ખાવા-પીવા-ભોગવવાનું વગેરે કરવું પડે તો કરે, પણ તે દેહની જેમ એમાં એને રસ ન હોય





# દશવિધ યતિધર્મ

૧ **ક્ષમા** – હું ક્ષમાશ્રમણ છું, તો મારે ક્રોધ ન કરતા ક્ષમા રાખવી જોઈએ

જિનવચનની ભાવનાથી ક્રોધને ઉઠવા જ દેવો નહિ, અથવા જાગેલા ક્રોધને નિષ્ફળ કરવો તેને ક્ષમા કહેવાય છે

૨ **નમ્રતા** – પૂર્વપુરુષસિંહોના ગુણો, શક્તિ, સાધનાનો વિચાર કરી પોતે ગમે તેવો જ્ઞાની કે તપસ્વી હોય તો પણ અભિમાન ન કરતા નમ્રતા રાખવી જોઈએ

૩ **સરળતા** – હું સાધુ છું તો મારે શિયાળની જેમ માયકપટ ન કરાય જેવુ હૈયામા હોય તેવો દેખાવ રાખવા જોઈએ આત્મશુદ્ધિ સરળ આત્માની જ થાય છે સરળતા છે ત્યા જ આત્મસાધના છે

૪ **સંતોષ** – આગમનીતિ મુજબ શુદ્ધ ગવેષણા (શોધ) કરતા કરતા જે કોઈ સુરૂપ, કુરૂપ, સારી-નરસી વસ્તુની પ્રાપ્તિ થાય તેમા જ સંતોષ રાખી સંયમ નિર્વાહ કરવો જોઈએ અયોગ્ય તૃષ્ણાનો ત્યાગ તે સંતોષ

૫ **તપ** – સાધુ તો તપસ્વી કહેવાય તેથી દેહની અસ્થિરતા અને સકામ નિર્જરાનો મહાન લાભ જાણી ગુરુઆજ્ઞા મુજબ શક્તિ ગોપવ્યા વિના બાહ્ય-અભ્યંતર તપ કરવો તે



૬ સંયમ – સાધુ પોતાની ઇન્દ્રિઓને ગૃહસ્થોની જેમ ગમે ત્યાં છૂટી ન મૂકે પણ કાબુમાં રાખે ઇન્દ્રિયોના અસંયમ ચારિત્રને નિસ્સાર બનાવી દે છે માટે ચારિત્રને નિર્મળ રાખવા ઇન્દ્રિયોનો સંયમ ખાસ જરૂરી છે

૭ સત્ય – સંયમધારી સાધુ બન્યા પછી હવે સાધુથી જૂઠ તો મનમાં પણ ન આવવું જોઈએ તો બોલવાની તો વાત જ શી? સત્ય બોલનારની વાણી કદી નિષ્ફળ જતી નથી ફરી એક વાર પણ જુઠ બોલવાથી આજ સુધીનું બધુ તપ સંયમ બળી જાય છે અને આત્મા દુર્ગતિમાં જાય છે વસુરાજાની જેમ

૮ શૌચ – મનને સારા વિચારોથી પવિત્ર રાખવું તે અશુભ વિચારોને રોકવા માટે સતશાસ્ત્રોના અભ્યાસમાં ખૂબ ચિત્ત લગાડવું જોઇએ સાથે સત્સંગ પણ મનની પવિત્રતા માટે ખૂબ જરૂરી છે

૯ આકિંચન્ય – (અપરિગ્રહ) સંયમના પોષક ઉપકરણો સિવાય અધિક મમતાથી એક પણ ચીજ સંઘરવી તે સાધુ માટે પાપ છે જરૂરી રાખેલા ઉપકરણો ઉપર મૂર્છા કરવી તે પણ પાપ છે સંયમબળ ઉપર જીવતા નિસ્પૃહી સાધુઓ 'ભવિષ્યમાં અમુક વસ્તુ નહિ મળે' એવો કાયરતાભર્યો વિચાર કરતા નથી

૧૦ બ્રહ્મચર્ય – આ ગુણો તો સાધુનો પ્રાણ છે સર્વ સાધનાનો આધાર આ ગુણની નિર્મળતા ઉપર છે દ્રષ્ટિ કે મન સ્ત્રી જોઈને બગડવા ન દેવું આના નિર્મળ પાલન માટે નવ વાડોનું સુંદર પાલન કરવું જોઈએ



આ દશ યતિ ધર્મનું જે પાલન કરે તેજ સાચો (ભાવ) સાધુ છે, અને તેનો જ જલ્દી મોક્ષ થાય છે

સાધુ જીવનના સમસ્ત આચારોનું પાલન આ દશ યતિધર્મની સિદ્ધિ અર્થે જ છે



## શ્રમણ કેવો હોય?



- વમેલા ભોગોને ચાટવાની ઇચ્છા ન કરે તે શ્રમણ
- નસારવામના ભોગોને ચાહ ન કરે તે શ્રમણ
- જે અભિમાન ન કરે તે શ્રમણ
- જે માયા ન કરે તે શ્રમણ
- જે પોતાની ઇન્દ્રિયોને વશમા રાખે તે શ્રમણ



# પાંચ મહાવ્રતો

૧ સર્વથા પ્રાણાતિપાતવિરમણ વ્રત
૨ સર્વથા મૃષાવાદવિરમણ વ્રત
૩ સર્વથા અદત્તાદાનવિરમણ વ્રત
૪ સર્વથા મૈથુનવિરમણ વ્રત
૫ સર્વથા પરિગ્રહવિરમણ વ્રત

સાધુને છઠ્ઠું રાત્રિભોજન વિરમણ વ્રત હોય છે

અર્થ—

પ્રતિજ્ઞાપૂર્વક જીવહિંસાનો ત્યાગ કરવો તે
પ્રતિજ્ઞાપૂર્વક સર્વ જૂઠનો ત્યાગ કરવો તે
પ્રતિજ્ઞાપૂર્વક સર્વ ચોરીનો ત્યાગ કરવો તે
પ્રતિજ્ઞાપૂર્વક સર્વ અબ્રહ્મનો ત્યાગ કરવો તે.
પ્રતિજ્ઞાપૂર્વક સર્વ પરિગ્રહનો ત્યાગ કરવો તે
પ્રતિજ્ઞાપૂર્વક રાત્રે ખાવાપીવાનો ત્યાગ કરવો તે

આ પાંચ મહાવ્રતોનું અને છઠ્ઠા રાત્રિભોજનના ત્યાગના વ્રતનું સાધુને આખી જીંદગી સુધી પાલન કરવાનું હોય છે

આ પાંચ મહાવ્રતોના નિર્મળ પાલનથી પંચમ ગતિરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે



# મહાવ્રતોની ૨૫ ભાવના



પ્ર આ ૨૫ ભાવનાઓ ભાવવી એટલે શુ ? અને એ ભાવવાથી શો લાભ થાય ?

જ આ ૨૫ ભાવનાઓ ભાવવી એટલે વારવાર એનો દીલથી અભ્યાસ કરવો અને આ ભાવનાઓથી લીધેલા પાચ મહાવ્રતો વધુ મજબુત સ્થિર અને વિશુદ્ધ બને છે ઉપરાત સાચ મહાવ્રતની મહત્તા વધુ જાગે છે અને આ ભાવનાઓની ઉપેક્ષાથી પાચ મહાવ્રતો મલીન બની જાય છે

## ૧ લા મહાવ્રતની ૫ ભાવના

૧ ઉપયોગ પૂર્વક ગમન-આગમન કરવુ

૨ ગોચરી પાણીની ગવેષણા, હિંસાદી દોષ ન લાગે તેવી કાળજી પૂર્વક , ગોચરી લાવી, પ્રકાશવાળી જગ્યામા ઉભા રહી સારી રીતે જોવી અને વાપરવી, જોયા વગર ગોચરી-પાણી વાપરવાથી જીવહિંસાનો સભવ છે

૩ ઉપયોગ પૂર્વક જોઇને પુજી પ્રમાર્જીને વસ્તુ લેવી કે મૂકવી જોઇએ જોયા વગર વસ્તુ લેવા મૂકવાથી જીવહિંસા થાય

૪ મનને અશુભ વિચારોથી રોકે, કાયાની મલીનતા હોવા છતા અશુભ વિચારોથી કર્મબધ થાય છે

૫ વાણીને પણ અહિંસક પ્રવર્તાવે સાવદ્ય આદેશ વગેરે ગૃહસ્થોને ન કરે દા ત આવો, બેસો, જાઓ વગેરે



સાધુથી ગૃહસ્થને ન કહેવાય ( તત્ત્વાર્થમા એષણા સમિતિની ભાવના અહી કહી છે )

## ૨ જા મહાવ્રતની ૫ ભાવના

૧ હાસ્ય, ઠઠ્ઠામશ્કરીનો ત્યાગ કરનો હાસ્યથી પણ જૂઠુ બોલાય છે

૨ સાધુમર્યાદા સમજી વિચારીને બોલવુ વિચાર કર્યા વગર બોલનાર મુનિને જૂઠ આવી જવાનો સભવ છે

૩ ક્રોધમા આવી જઈ તુરત જ બોલવુ નહિ ક્રોધાધીન બીજા ઉપર ખોટા આળ, અભ્યાખ્યાન દેતા અચકાતો નથી

૪ લોભ-તૃષ્ણામા તણાયેલા મુનિ પણ કોઈ ભૌતિક લાલસા વગેરેથી જૂઠુ બોલી નાખે માટે તૃષ્ણાને અટકાવવી

૫ ભયથી પણ જુઠુ બોલાય છે પ્રાણના ભયથી, આબરૂના ભયથી, માનના ભયથી, પણ મુનીએ જુઠુ ન બોલવુ નિર્ભય બની ભવભય આખ સામે રાખી બીજા મહાવ્રતની જ રક્ષા કરવી

## ૩જા મહાવ્રતની ૫ ભાવના

૧ ઇદ્રિ રાજા, ગૃહપતિ, શય્યાતર (વસતિનો માલિક) અને સાધર્મિક (સાધુ-સાધ્વી) નો અવગ્રહ (તેના હકની જગ્યા)મા તેની રજા માગીને ઉતરવુ

૨ જેટલી રજા આપી હોય તેટલાની ધારણા કરવી કે આટલીજ 'રજા આપી છે' અને તેટલી જ સયમ ઉપયોગી વસ્તુ વપરાય



૩ સ્વામીએ અવગ્રહ (જગ્યા) આપ્યો હોય તો પણ વારવાર અવગ્રહની યાચના કરવી કે જેથી માલિકની પ્રસન્નતા ટકે

૪ ગુરૂ મહારાજની આજ્ઞા લઈને જ આહાર પાણી વાપરવા જોઈએ, નહિતર ગુરૂઅદત્ત લાગે ઉપરાત વસ્ત્ર, પાત્ર વગેરે ઉપધિ પણ ગુરૂ મહારાજને પુછીને જ ઉપભેગમા લેવાય અન્યથા અદત્ત લાગે

૫ પૂર્વ ઉપાશ્રયના ઉતરેલા સાધુ-સાધ્વીનો અવગ્રહ (રજા) લઈને જ તે ઉપાશ્રયમા બીજા આગન્તુક સાધુથી ઉતરાય નહિતર કલહ વગેરે દોષનો સભવ

## ચોથા મહાવ્રતની ૫ ભાવના

૧ આહારનો સયમ ગખે અતિ વિગઈઓના ઉપભોગથી અને અતિમાત્રાએ બ્રહ્મચારી સાધુ ન ખાય બહુ વિગઈઓવાળા અને અતિ આહારથી વિકાર-મૈથુન અભિલાષા જાગે છે

૨ વિભુષા ન કરે શરીરની શોભા-ટાપટીપ બ્રહ્મચારી સાધુ ન કરે વિભૂષાપ્રિય સાધુ બ્રહ્મચર્યની વિરાધના કરનારો બને છે

૩ સ્ત્રીના અગોપાગ -હાથ-પગ, સ્તન વગેરેને ઈરાદા પૂર્વક રાગથી ન જૂએ

૪ સ્ત્રી સાથે પરિચય ન કરે વાતચિતનો પ્રસગ પણ તજે

૫ સ્ત્રી સબધી કથા વાર્તા સાધુ ન કરે કથાની આસક્તિથી મન ઉન્માદી-વિકારી બને છે



## પાચમા મહાવ્રતોની ૫ ભાવના

૧ સાધુ મનોહર કે વિરૂપ શબ્દ સાભળી રાગદ્વેષ ન કરે
૨ સાધુ મનોહર કે વિરૂપ રૂપ જોઈ રાગ દ્વેષ ન કરે
૩ સાધુ મનોહર કે વિરૂપ રસ ચાખી રાગ દ્વેષ ન કરે
૪ સાધુ મનોહર કે વિરૂપ ગધ સૂ઼ઘી રાગદ્વેષ ન કરે
૫ સાધુ મનોહર કે વિરૂપ સ્પર્શમા રાગ દ્વેષ ન કરે

રાગ-મમતા-મૂર્છા એજ પરિગ્રહ છે માટે પરિગ્રહના ત્યાગી મુનિએ ઇષ્ટ વિષયોમા રાગ-ગૃદ્ધિ તજવી જોઈએ

(પ્રવચન સારોદ્ધા ના આધાર)



### શ્રમણ કેવો હોય ?

* જે તીર્થંકરદેવની આજ્ઞાને પૂર્ણ આધીન હોય તે શ્રમણ
* જે યથાશકિત શાસનસેવા કરે તે શ્રમણ
* સદા ગુરુસેવામા તત્પર હોય તે શ્રમણ
* માન અપમાનને સમાન ગણે તે શ્રમણ
* સુખદુ:ખને સમાન ગણે તે શ્રમણ



# ષટ્કાય

પ્ર ષટ્કાય કોને કહેવાય છે ?

જ પૃથ્વીકાય, અપકાય તેઉકાય, વાઉકાય, વનસ્પતિ કાય અને ત્રસકાય આ છ પ્રકારના જીવોને ષટ્કાય કહેવાય છે

૧ પૃથ્વીકાય – માટી, કાચુ મીઠુ, ફટકડી, સોનુ, રૂપુ વગેરે ધાતુઓ માટે પૃથ્વીકાય કહેવાય છે

૨ અપકાય – કાચુ પાણી, કરા, ઓસ, હીમ, બરફ, ધુમસ વગેરેને અપકાય કહેવાય છે

૩ તેઉકાય – દીવો, ઇલેકટ્રીક લાઇટ, અંગારા જ્વાલા, ઉજેહો વગેરેને અગ્નિકાય કહેવાય છે

૪ વાઉકાય – પવન, વંટોળીયુ વાવાઝોડુ, ઇલેકટ્રીક પંખાનો પવન ચાલુ પંખાનો પવન વગેરેને વાઉકાય છે

૫ વનસ્પતિકાય – ઝાડ, પાદડા, ફલ, ફૂલ, છાલ થડ, મૂળ લીલફુગ કંદમૂળ, વગેરે વનસ્પતિ કહેવાય છે

૬ ત્રસકાય – બેઇન્દ્રિયજીવો-કૃમિ, શંખ, પોરા અળસીયા

તેઇન્દ્રિય જીવો-કીડી, મંકોડા, કંથવા, માકડ, જુ, ઢીંક વગેરે

ચઉરિન્દ્રિય જીવો – ભમરા, વીંછી, કંસારી તીડ વગેરે

પંચેન્દ્રિય જીવો – નારક દેવ, તિર્યંચપંચેન્દ્રિય, મનુષ્યો

ષટ્કાયને અભયદાન આપનાર સાધુએ તેના રક્ષણ માટે ષટ્કાયને ઓળખવી જોઇએ



# અષ્ટ પ્રવચનમાતા



પ્ર આઠ પ્રવચનમાતાનુ પાલન સાધુએ શા માટે કરવાનુ ?

જ લીધેલા પચમહાવ્રતોની રક્ષા, પોષણ અને શુદ્ધિ થાય તે માટે સાધુએ સમિતિ ગુપ્તિનું નિર્મળ પાલન કરવાનુ છે આ આઠ પ્રવચનમાતાની ઉપેક્ષા કરવાથી ચારિત્રની ઉપેક્ષા થાય છે

૧ **ઈર્યા સમિતિ** –જીવ દયાની ખાતર ૩ા હાથ દ્રષ્ટિ નીચી રાખી જોઈને ચાલવુ તે ચાલતા ચાલતા ઉંચુ મુખ રાખી ચાલવુ, શબ્દાદિક વિષયોમા આસક્ત થઈ ચાલવુ સ્વાધ્યાય કરતા કરતા ચાલવુ વગેરેનો ત્યાગ કરવાથી ઈર્યાસમિતિનુ નિર્મળ પાલન થાય છે

૨ **ભાષા સમિતિ** – ક્રોધથી, ભયથી હાસ્યથી, લોભથી, વાચાલતાથી વિકથારૂપે જે બોલે નહિં, પાપ વચન બોલે નહિ અને મોઢે મુહપત્તિ રાખી નિરવદ્ય ભાષા બોલવી તે (આ સમિતિનુ પાલન બીજા મહાવ્રતના રક્ષણાર્થે છે)

૩ **એષણાસમિતિ** – આહાર, પાણી ઉપાશ્રય, વસ્ત્ર, પાત્ર વગેરેની ૪૨ દોષ રહિત શોધ કરી સયમના પાલન માટે ગ્રહણ કરવા તે (પહેલા મહાવ્રતના રક્ષણાર્થે)

૪ **આદાનભંડમત્તનિક્ષેપણા સમિતિ** – કોઈપણ વસ્ત્ર પાત્રાદિ વસ્તુઓ લેતા મૂકતા પ્રથમ જોઈને પૂજી



જીને લેવી કે મૂકવી તે (પડેલા મકાવનના રગ્ડર
ત્રીજી સમિતિમા સાવચેતી '— આહાર ઉપધી વ
જેમતેમ સ્વેચ્છાથી પ્રાપ્ત કરી લે છે, અર્થાત્ દોષે
પરવા કર્યા વગર લઈ લે છે તે સાધુ શ્રમણ માગ
દૂર થઈ સસારની વૃદ્ધિ કરનારો કહ્યો છે

૫ પારિષ્ઠાપનિકા સમિતિ – આપાત (લોકોની અ
જવર) જ્યા ન હોય અને સલોક (લોકોની દુર
પણ દૃષ્ટિ) ન હોય ત્યા નિર્જીવભૂમિ ઉપર બરાબ
આંખથી જોઇને વડીનીતિ (ઠ'ડો) કે લઘુનીતિ (માત્ર
સાધુએ કરવુ તે

૬ મનોગુપ્તિ – ખરાબ-અશુભ પાપી વિચારોનો ત્યાગ
કરી સારા શુભ વિચારો કરવા તે

૭ વચનગુપ્તિ – સાવદ્ય, કઠોર, અપ્રિય, અહિતકારી
વાણીનો ત્યાગ કરી નિરવદ્ય, મૃદુ, પ્રિય અને પથ્ય
વાણી બોલવી તે અથવા સ્વાધ્યાયાદિ કરવા તે

૮ કાયગુપ્તિ – અસયમનો ત્યાગ કરી કાયાને સયમ
યોગોમા જોડવી તે અથવા કાયસલીનતા જીવદયાની
શ્રુતસાગરનો સાર ચરિત્ર છે અને ચારિત્રનો સાર
(રહસ્ય) આ પ્રવચનમાતા છે આથી બીજુ ચારિત્રનુ
રહસ્ય કોઈ નથી





# બ્રહ્મચર્યની નવ વાડ

(૧) સ્ત્રી, પશુ નપુસક કે હલકા (પાપી) લોકો જ્યા રહેતા હોય તેવી વસ્તીમા (ઉપાશ્રયમા) ન રહેવુ

(૨) સ્ત્રી સાથે વાતચીત કરવી નહિ કે એની સાથે હસવુ નહિ

(૩) સ્રી જે જગ્યા ઉપર બેઠી હોય તે જ યા ઉપ- ૪૮ મીનીટ સુધી બેસવુ નહિ

(૪) સ્ત્રીને કે એના અ ગોપાગને જાણીને જોવા નહિ

(૫) સ્ત્રી-પુ રુષની (દ પતિની) પ્રેમની વાતો ભીંતના ઓઠે રહી સાભળવી નહિ

(૬) સ સારીપણામા સ્ત્રી જોડે કરેલા મોહના ચાળા યા- કરવા નહિ

(૭) બહુ દૂધ, દહીં ઘી વગેરે વિ ઇગો વિકારને કરનારી હોવાથી તે વાપરવી (ખાવી) નહિ (પ્રણીત ઘીથી નીતરતા આહારનો ત્યાગ કરવો તે)

(૮) અતિ આહાર કરવો નહિ અકરાતિયા થઈ વાપરવુ નહિ (લૂખો ખોરાક પણ અતી વાપરવાથી વિકારનું કારણ બને છે)

(૯) શરીરની શોભા-ટાપટીપ કરવી નહિ

આ નવ બ્રહ્મચર્યની વાડોનુ પાલન સાધુ કરે તો જ નિર્મળ બ્રહ્મચર્ય પાળી શકે, અર્થાત્ આ નવવાડોનુ નિર્મળ પાલન તે જ બ્રહ્મચર્ય છે

આ તો સાધુના જીવનમાથી ભૂલાઈ જ જવી જોઇએ



જીવતી સ્ત્રી તા ન જ જોવાય, પણ સ્ત્રીનો ફોટો કે ચિત્ર પણ ન જોવાય તે જોવાથી પાપબુદ્ધિ જાગે છે

ગોચરી પાણી જનાર સાધુએ ગોચરી પાણી લેતા સ્ત્રી સામે ન જોતા વહોરવાની વસ્તુઓ સામે જ જોવુ

સ્ત્રી રસ્તામા પચ્ચક્ખાણ માગે તો ન અપાય કાઇ પૂછે તો ત્યા ઉભા ન રહેવુ કે જવાબ પણ ન આપવો

સાધ્વી મહારાજ રસ્તામા મળે અને "મત્થએણ" વન્દામિ કહે તો પણ સાધુથી સામે જોવાય નહિ તેમ જ સામે "મત્થએણ વન્દામિ" બોલાય નહિ બોલે તો પ્રાયશ્ચિત આવે

આપણી કોઈ નોટ કે પુસ્તક વગેરે ગુરૂમહારાજને પૂછયા વગર કોઈ પણ સ્ત્રીને કે સાધ્વી મહારાજને અપાય નહિ (મર્યાદા સદાચારનુ રક્ષણ કરનારી છે )

સ્ત્રીને પચ્ચક્ખાણ આપવુ પડે તો પણ નીચુ મુખ રાખીને આપવુ સામુ જોવાની જરૂર નહિ







# ગોચરીના ૪૭ દોષો

ઉદ્‌ગમના ૧૬ + ઉત્પાદનના ૧૬ + એષણાના ૧૦ + માંડલીના ૫ = ૪૭ દોષ

૧ આધાકર્મ - સાધુના માટેજ ગૃહસ્થે પહેલેથી તૈયાર કરેલા આહાર-પાણી, વસ્ત્ર પાત્ર વસતિ વગેરે લેવુ તે

૨ ઔદ્દેશિક - પહેલા ગૃહસ્થે પોતાના માટે અશનાદિ તૈયાર કર્યું હોય, પણ પાછળથી સાધુને વહોરાવવા માટે તેના ઉપર સંસ્કાર વગેરે કરેલુ લેવુ તે

૩ પૂતિકર્મ —શુદ્ધ અશનાદિમા દોષિત અશનાદિનો છાંટો વગેરે પડેલો હોય તેવુ અશનાદિ વહોરવું તે

૪ મિશ્ર —ગૃહસ્થે પોતાના કુટુબ માટે અને સાધુ માટે ભેગુ રાંધેલુ લેવુ તે દા ત એક મુઠી ચોખા કુટુબ માટે અને એક મુઠી ચોખા સાધુ માટે નાખવા તે

૫ સ્થાપના —સાધુને વહોરાવવા માટે ગૃહસ્થે જુદા કાઢીને રાખેલા આહારપાણી લેવા તે

૬ પ્રાભૃત —સાધુનું આગમન થવાના કારણે મિષ્ટાન વગેર ઉત્તમ દ્રવ્યનો લાભ મળે એ હેતુથી પોતાના પુત્ર પુત્રી વગેરેના લગ્ન વહેલા કર કે મોડા કરે તે અથવા રસોડાનુ ઉદ્‌ઘાટન સાધુના નિમિત્તથીજ થાય તે

૭ પ્રાદુષ્કરણ —રસોડા વગેરેમા અધારૂ હોય અને સાધુ મહારાજને વહોરવા માટે લાઈટ કે દીવો વગેરે કરે અને તે પ્રકાશમા સાધુ વહોરે તે

૮ ક્રીત—સાધુને વહોરવા માટે ગૃહસ્થે બજારમાથી ખરી દી લાવેલુ વહોરવુ તે

૯ પ્રામિત્યક—સાધુને વહોરવા માટે ગૃહસ્થે આડોશીપાડોશી પાસેથી ઉછીનુ લાવેલુ વહોરવુ તે

૧૦ પરિવર્તિન—સાધુને આપવા અદલોબદલો કરી લાવેલી વસ્તુ લેવી તે દા ત વેજીટેગલ ઘી આપી શુદ્ધ ઘી લાવી વહોરવુ

૧૧ અભ્યાહૃત—ઉપાશ્રયમા સામે લાવી ગૃહસ્થ આહાર પાણી વગેરે વહોરાવે તે

૧૨ ઉદ્ભિન્ન—કબાટ વગેરેમા રહેલી વસ્તુઓ સાધુને વહોરાવવા માટે કબાટ ઉઘાડીને આપેલી વસ્તુ વહોરવી તે અથવા ઘીના ડબાનુ સીલ તોડી સાધુને ઘી વહોરાવે તે

૧૩ માલાપહૃત—ગૃહસ્થ સાધુને વહોરવા છીકા, માળ કે ભોયરા વગેરેમા જઇને વસ્તુ લાવે તે

૧૪ આચ્છેદ્ય—બીજા પાસેથી બળાત્કારે છીનવી (પડાવી) લાવેલી વસ્તુઓ ગૃહસ્થ પાસેથી લેવી તે દા ત ચોરે લાવેલુ ઘી વગેરે વહોરવુ

૧૫ અનિસૃષ્ટ—વસ્તુના અનેક માલીક હોય અને તેમાથી એક જણ બીજા માલિકોની પરવાનગી વગર સાધુને આપે તે

૧૬ અધ્યવપૂરક—સાધુઓને આવેલા જાણી રધાતા ભાત કે દાળ વગેરેમા નવા ચોખા, પાણી ઉમેરે તે દા ત. દાળમા પાણી

૧૭ ધાત્રીદોષ—ગૃહસ્થોના બાળકોને રમાડે, હસાડે કે

卐—卐—卐—卐—卐—卐—卐—卐

લાડ લડાવી તેમના માબાપને ખુશ કરી ભિક્ષા મેળવવી તે (ધાવમાતાનું કાર્ય કરવું તે)

૧૮ દૂતિદોષ —ગૃહસ્થોના સંદેશા વગેરે તેના સગા વહાલાને પહોંચાડી ભિક્ષા મેળવવી તે

૧૯ નિમિત્તદોષ —સાધુ જ્યોતિષ, નિમિત્ત વગેરે જાણતો હોય અને તે નિમિત્ત વગેરે ગૃહસ્થોને કહી ભિક્ષા મેળવે તે

૨૦ જીવિકા —પોતાની જાતિ કુળ, કળા વગેરે ગૃહસ્થને જણાવી ભિક્ષા મેળવવી તે

૨૧ વનીપક —હું અમુક બુદ્ધ વગેરેનો ભક્ત છુ, હું અમુક સમુદાયનો છુ વગેરે ગૃહસ્થને જે બહુમત હોય તેની ઓળખાણ આપી ભિક્ષા મેળવે તે

૨૨ ચિકિત્સા — ગૃહસ્થને દવા ઔષધ, વૈદ્ય વગેરે બતાવીને ભિક્ષા મેળવવી તે

૨૩ ક્રોધદોષ —વિદ્યાનો પ્રભાવ, તપનો પ્રભાવ, શ્રાપ આપવાનો ભય ગૃહસ્થને બતાવી ભિક્ષા મેળવવી તે

૨૪ માનદોષ —"હું ગમે ત્યા જાઉં ત્યાથી ભિક્ષા મળે જ" આવા અભિમાનથી ભિક્ષા માટે જાય અને ત્યા પણ અભિમાન બતાવી ભિક્ષા લાવે તે

૨૫ માયાદોષ —રૂપ કે વેશનું પરાવર્તન કરી ભિક્ષા મેળવવી તે

૨૬ લોભદોષ —અમુક ઇષ્ટ વસ્તુ લાવવાના સંકલ્પથી ભિક્ષા માટે જાય અને તે વસ્તુ જ્યા સુધી ન મળે ત્યાસુધી બીજી વસ્તુ ન વહોરતા ફર્યા કરે અને ઇષ્ટ મળતા લાવવી તે



૨૭ પૂર્વપશ્ચાત્ સસ્તવ —દાન આપનાર દાતારના સદ્ કે અસદ્ ગુણોની પ્રસશા કરી ભિક્ષા મેળવવી તે

૨૮ વિદ્યા —પોતાની પાસે રહેલી કોઈ વિદ્યા દ્વારા ભિક્ષા લાવવી તે

૨૯ મત્ર —પોતાની પાસે રહેલા મત્ર દ્વારા ભિક્ષા લાવવી તે

૩૦ ચૂર્ણ —આખમા આજવાના અજન વગેરેના પ્રભાવે અદૃશ્ય રીતે ભિક્ષા લાવે તે

૩૧ યોગ —પાદલેપાદિના પ્રભાવે લોકોને આકર્ષી ભિક્ષા મેળવવી તે

૩૨ મૂળકર્મ —સ્ત્રીઓને ગર્ભાધાન ગર્ભપાત, ગર્ભસ્તભન વગેરેના ઉપાયો બતાવી ભિક્ષા મેળવવી તે

૩૩ શકિતદોષ —આધાકર્માદિ દોષોની શકાથી ગોચરી પાણી લાવવા તે

૩૪ મ્રક્ષિતદોષ —કાચા પાણી વગેરેથી ખરડાયેલા હાથ કે વાસણ હોય અને તેનાથી ગૃહસ્થ વહોરાવે તે

૩૫ નિક્ષિપ્ત —કાચાપાણી, વનસ્પતિ કે અગ્નિ ઉપર રહેલી વસ્તુ લઈ સાધુને વહોરાવે તે

૩૬ પિહિત —મોટા ભારે વાસણમા દૂધ, દહી, ઘી વગેરે હોય અને તે આખુ વાસણ ઉપાડીને સાધુને વહોરાવે તે

૩૭ મહરિત —પૂર્વે વાટકી, થાળી કે ત્રમથા વગેરેમા રહેલી વસ્તુ ગમે ત્યા સજીવ કે નિર્જીવ ભૂમિ ઉપર ફેકી દઈ તેનાથી વહોરાવે તે

૩૮ દાયકદોષ —બાળક, વૃદ્ધ, હુઠા, આધળા કે ગર્ભિણી સ્ત્રી વગેરે દાતાઓ પાસેથી ભિક્ષા લાવવી તે



૩૯ **ઉન્મિશ્ર**—અચિત્તના સચિત્ત મિશ્ર કરી ગૃહસ્થ વહોરાવે તે આ ભક્તિથી, પ્રદ્વેષથી કે અનાભોગથી બને

૪૦ **અપરિણત**—જે વસ્તુ હજુ અચિત્ત થઈ નથી તેવી વસ્તુ વહોરવી તે દા ત તરતનો કાઢેલો કેરીનો રસ

૪૧ **લિપ્ત**—દૂધ દહી, ઘી વગેરે ચીકણા દ્રવ્યો ઉત્સર્ગથી સાધુને અકલ્પ્ય છે લપટના વગેરે દોષોની વૃદ્ધિના કારણે

૪૨ **છર્દિત**—સાધુને વહોરાવતા ગૃહસ્થ છાટા પાડતો પાડતો વહોરાવે તે

૪૩ **સયોજના**—સ્વાદની ખાતર મનગમતી વસ્તુઓ એક બીજામા ભેગી કરીને વાપરવી તે દા ત ભોળા દૂધમા ખાડ નાખી વાપર

૪૪ **પ્રમાણાતિક્રમ**—પોતાની ભુખ કરતા વધારે વાપરવુ તે જેટલા આહારથી પોતાનો સયમનિર્વાહ થાય તટલુ વાપરવુ તે પ્રમાણસર કહેવાય અને તેનુ ઉલ્લઘન કરવાથી અજીર્ણ, તાવ, જડતા વાયુ વગેરે દોષો બને છે

૪૫ **અગારદોષ**—ગોચરીમા આવેલી મનગમતી વસ્તુની પ્રશસા કરતા વાપરવુ તે અથવા આપનાર ગૃહસ્થની પ્રશસા કરવી આ અગારરૂપી અગ્નિ ચારિત્રને બાળી ખાખ કરે છે

૪૬ **ધુમ્રપ**—ગોચરીમા આવેલી અણગમતી વસ્તુની નિંદા કે આપનાર ગૃહસ્થની નિંદા-દ્વેષ કરતા વાપરવુ તે આ દોષ ચારિત્રને મલીન કરે છે

૪૭ કારણાભાવ —સાધુએ નીચે મુજબ ૬ કારણે આહાર પાણી લેવાના છે

૧ ક્ષુધાવેદનીય સમાવવા ૨ સેવાભક્તિ કરવા ૩ ઈર્યાસમિતિ પાળવા ૪ પ્રમાર્જનાદિ સયમ માટે પ્રાણ ટકાવવા અને ૬ ધર્મચિતા માટે આ છ કારણ સિવાય જીભની લાલચ કે આહારસજ્ઞાથી ગમે ત્યારે ગમે તે વાપ નાર સાધુ દોષનો ભાગી બને છે

સુચના ૪૨ દોષરહિત ગોચરી-પાણી લાવ્યા પછી પણ જો આ છે લા પાચ આસેષણાના દોષો ન ટાળવામા આવે તો તેની એ ણા શુદ્ધિ નિષ્ફળ જાય છે કિનારે આવેલુ વહાણ ડૂબી જાય છે

આહારની શુદ્ધિ ઉપરજ સયમની શુદ્ધિ અને વૃદ્ધિ થાય છે આ ૪૭ દોષોને જાણી તેને ટાળવા દરેક સાધકે પ્રયત્નશીલ બનવુ જોઇએ







# દશવિધ સામાચારી



૧ ઇચ્છાકાર—કેઈપણ સાધુને કામ બતાવવુ હોય તો તેની ઇચ્છા પૂછવી જોઇએ કે 'આટલું મારૂં કામ કરશો?' સાધુથી હુકમ ન કરાય આ ઇચ્છાકાર સામાચારીનું પાલન કરનાર સાધુને આભિયોગીક કર્મનો ક્ષય થાય છે અને ઉંચગોત્ર બંધાય છે

૨ મિથ્યાકાર—સાધુ પ્રત્યે અપરાધ થયો કે સંયમ વ્યાપારમાં જે કોઈ ભૂલ ચૂક-દોષ થઇ જાય તેનુ તરતજ મિચ્છામિ દુક્કડ દેવું જોઇએ પોતાની ભૂલના સ્વીકારપૂર્વક અને પશ્ચાત્તાપ સાથે આ મિચ્છામિ દુક્કડ દેવાથી તે દુર્ગતનો (પાપનો) ક્ષય થાય છે

૩ તથાકાર— કોઈપણ આજ્ઞા ગુરૂમહારાજ ફરમાવે ત્યારે તરતજ તહત્તિ (સ્વીકાર) સદ્‌ભાવ પૂર્વક કરવુ જોઇએ જૈન શાસનના ભવભીરૂ ગુરૂમહારાજ આપણુ કલ્યાણ થાય તેવીજ આજ્ઞા કરે માટે તેની અવજ્ઞા ન કરવી

૪ આવસ્સહિ— રત્નત્રયીના કામ માટે ઉપાશ્રયની (વસતિની) બહાર જતા આવસ્સહિ બોલવી જોઇએ પોતાને ખ્યાલ રહે કે માત્રાની શંકા વગેરે ટાળીને બહાર જઇ રહ્યો છુ બીન જરૂરી બહાર જવાનુ નથી સાધુ જ્ઞાન દર્શન ચારિત્રના પોષક કારણ વગર ઉપાશ્રય બહાર જાય તો તેને કર્મબંધ થાય છે જિનાજ્ઞાભંગ મૃષાવાદથી થાય છે



૫ નિસીહિ —જ્ઞાનાદિ કાર્યના પ્રયોજને બહાર ગયા પછી તે કાર્ય પતી ગયા પછી પુન ઉપાશ્રયમા પેસતા નિસીહિ બોલવી જોઇએ આથી બહારના કાર્યનો નિષેધ થાય છે ગુરૂમહારાજની આશાતનાનો પરિહાર થાય છે

૬ પૃચ્છા —જ્ઞાનાદી સબધી કોઇપણ પ્રયોજન ઉપસ્થિત થાય ત્યારે ગુરૂમહારાજને અથવા ગુરુસમત સ્થવિર દિને પૂછવાથી તે કામ કલ્યાણકારી અને નિર્જરાનુ કારણ બને છે સ્વચ્છદતાપૂર્વક વર્તવાથી કર્મબધ થાય છે

૭ પ્રતિપૃચ્છા —પહેલા ગુરૂમહારાજે કોઈ કામ આપણને બતાવેલુ હોય, પણ તે કાર્ય કરવાનો અવસર આવે ત્યારે ફરીથી પુછી લેવુ જોઇએ કેમકે કદાચ તે સોપેલુ કામ પતી ગયુ હોય, અથવા તે કાર્યના બદલે બીજુ કાર્ય સોપવાનુ હોય, અથવા તે કાર્ય હાલમા ન કરવાનુ હોય, એની ખબર પડે

૮ છદના —ગોચરી પાણી લાવ્યા પછી સાધુએ તે નિમત્રણ વિનતિ કરવી જોઇએ કે આમાથી મને લાભ આપવા કૃપા કરો તે પણ ગુરૂમહારાજની આજ્ઞાથી તે પણ પહેલા બાલમુનિને, ગ્લાનને, તપસ્વીને, વગેરેના ક્રમ સાચવીને વિનતિ કરવા જતા લાભ ન મળે તો પણ નિર્જરાનો લાભ થાય છે બધમા કે નિર્જરામા નિમિત્તકારણ આત્માનો શુભાશુભ પરિણામ છે, નહિ કે ગ્રહણાગ્રહણ

૯ નિમત્રણા —ગોચરીપાણી જતા પહેલા ગુરુમહારાજને પૂછવાનુ કે હું બીજા સાધુ મહાત્માઓ નિમિત્તે લાવું?

ગુરૂ આજ્ઞા કરે તો પછી તે સાધુ મહાત્માઓને પૂછીને ગોચરીપાણી લાવવા તે

૧૦ ઉપસંપદા-જ્ઞાન, વિનય, તપ કે ચારિત્ર નિમિત્તે બીજા ગચ્છના આચાર્યની નિશ્રા સ્વીકારવી તે પોતાના સમુદાયમા જ્યારે તથાપ્રકારની જ્ઞાનાર્જન માટેની, અનશન વગેરે માટેની સગવડ ન હોય ત્યારે બીજા ગચ્છની નિશ્રા સ્વીકારવાની છે, પણ સ્વેચ્છાચારે કે ગુરૂ સાથેના અણુમનાવે નહિ

આ પરમ પવિત્ર સાધુ-ચર્યાનુ વિશુદ્ધ પાલન કરનાર સાધુઓ અનેક ભવોના સચિત જ્ઞાનાવરણીયાદિ કર્મોને ખપાવે છે

---

## શ્રમણ કેવો હોય?



- ★ જે તપ કરે તે શ્રમણ
- ★ જેનુ મન પવિત્ર હોય તે શ્રમણ
- ★ જેવુ હોય તેવુ બોલે તે શ્રમણ
- ★ જે ક્ષમા ધારણ કરે તે શ્રમણ
- ★ જે ગુરૂઆજ્ઞામા રહે તે શ્રમણ



# બાર ભાવનાઓ

૧ અનિત્ય ભાવના –હે જીવ! જગતના સર્વ સંયોગો અનિત્ય છે તું વિચાર કર કે જગતમા કંઈ વસ્તુ સ્થિર છે કે તુ તેને મારી મારી કરી રાગ કરે છે? તેની ખાતર અનેક પ્રકારના ક્લેશ અને પાપો કરે છે? જગતમા એક આત્મા જ સ્થિર છે માટે તેનાજ કલ્યાણની ચિંતા કર

૨ અશરણ ભાવના –હે જીવ! આ જગતમા જીવને ધન, કુટુંબ વગેરે કોઈ રક્ષણ આપતું નથી રોગના દુઃખથી, ઘડપણના ત્રાસથી, મૃત્યુના આક્રમણથી તારૂ રક્ષણ કરનાર કોણ છે? સર્વજ્ઞના ધર્મ સિવાય આ જીવને પરલોક જતા કોઈ શરણ નથી

૩ સંસારભાવના –હે જીવ! આ સંસાર વિચિત્ર છે, માતા મરીને પત્ની થાય છે, મિત્ર મરીને શત્રુ થાય છે વળી હે જીવ! જે સંસાર જન્મ-જરા-મરણ, અનેક રોગો, સ્વાર્થ અને પ્રપંચના દુઃખોથી ભરેલો છે, એવુ તુ તારી નજરે જોવા છતા તે સંસાર ઉપર મોહ શાને થાય છે? વૈરાગ્ય કેમ થતો નથી?

૪ એકત્વ ભાવના –હે જીવ! તુ એકલો જન્મ્યો છે અને એકલો મરવાનો છે એકલો કર્મ કરે એકલો જ ભોગવે છે તારૂ આ જગતમા કોઈ સાચુ સગુ નથી છતા આ મારૂ મારૂ સારૂ કરી ક્લેશ પામે છે?



બધા કર્મો બળીને ભસ્મીભૂત બની જાય અને તું શુદ્ધસુવર્ણની જેમ નિર્મળ બની જાય

૧૦ લોકસ્વરૂપ ભાવના —હે જીવ! તું ચૌદ રાજલોકના સ્વરૂપનો વિચાર કર તેમા આવેલા અનંત જીવો અને પુદ્ગલોનો વિચાર કર તેમના ગમ્સ્થાન, આયુષ્ય સ્થિતિ વગેરેનો વિચાર કર જેથી તારૂ ચપળ મન સ્થિર બને

૧૧ બોધિ દુર્લભ ભાવના —હે જીવ! આ જગતમા મોટુ રાજ્ય મળવુ, સુદર સ્ત્રીઓ મળવી, બાગ બગીચા મળવા, ખૂબ ધન મળવુ, માન-સન્માન મળવા વગેરે ખૂબ સહેલુ છે ભૂતકાળમા આપણા જીવને તે વસ્તુઓ તો અનંતીવાર મળીને ચાલી ગઈ પણ એક માત્ર જૈનધર્મની પ્રાપ્તિ થવી તેજ દુર્લભ છે તથા તત્વના નિર્ણયમા નિપુણ એવી બોધિ જ દુર્લભ છે તે તને આજે તારા મહાન પુણ્યના ઉદયે મળી છે તો તુ તેનુ તારા પ્રાણની માફક રક્ષણ કરજે, અને તેને સત્કાર્યોથી સફળ કરજે

૧૨ ધર્મ સ્વાખ્યાત ભાવના —અહો! રાગદ્વેષને જીતનારા એવા અનંતઉપકારી જિનેશ્વરદેવોએ ભવનો ઉચ્છેદ કરનારો કેવો સુદર ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ બતાવ્યો છે? કેવો પૂર્વાપરવિરોધ વગરનો નવ તત્ત્વોનો પ્રકાશ કર્યો છે! કયા જિનમત અને કયા અસબદ્ધ પ્રલાપ કરનાર અન્યમતો!





૭ અરતિ પરીસહ — સયમમા પ્રતિકૂળતાના કારણે કટાળો આવે ત્યારે અધૃતિ ધારણ ન કરતા તેને સારી ભાવનાઓથી, ભાવિમા થનારા કર્મ વિપાકને વિચારી અહિયા પ્રતિકૂળઓને સહવાના મહાન લાભને જાણીને અરતિને દૂર કરવી તે

૮ સ્ત્રી પરીસહ —રૂપવાન સ્ત્રીને જોઈને બ્રહ્મચર્યમાથી જરાયે મન ચલાયમાન ન કરતા સ્થિર રાખવુ તે

૯ ચર્યા પરીસહ —ગ્રામાનુગ્રામ વિહાર કરતા રસ્તામા કાટા, કાકરા, ખાડા આવે તોપણ આકુળ-વ્યાકુળ ન થતા સમ્યગ્ભાવે સહન કરવુ તે

૧૦ નિષદ્યા પરીસહ —સ્મશાન કે શૂન્યઘરમા કાઉસ્સગ્ગ કરી ઉભા હોઈએ અને ત્યા કોઈ વ્યતર કે દુષ્ટ માણસો ઉપદ્રવ કરવા આવે તો પણ ન ગભરાતા કાઉસ્સગ્ગમા સ્થિર રહેવુ તે અથવા સ્વાધ્યાય માટે ત્યા બેઠા હોય અને ઉપદ્રવ થાય તો સમ્યગ્ સહન કરે

૧૧ શય્યા પરીસહ —ગમે તેવો ખાડા ખડિયાવાળો ધૂળવાળો પવન વગરનો કે પવનવાળો ઉપાશ્રય કે વસતિ મળે તોપણ મનમા દુ ખ લાવવુ નહિ તે

૧૨ આક્રોશ પરીસહ —કોઈ સાધુનો તિરસ્કાર કરે કે કડવો શબ્દ સભળાવે તો પણ સાધુ તેના ઉપર રોષ ન કરે

૧૩ વધ પરીસહ —સાધુ પર કોઈ પ્રહાર કરવા આવે તોપણ તેના ઉપર દ્વેષ-વૈર ન રાખતા 'મારા પૂર્વકૃત કર્મના વિપાક છે,' એમ સમજી સમતાભાવે સહન કરે



૧૪ યાચના પરીસહ —સંયમને ઉપયોગી કોઈ પણ વસ્તુની જરૂર હોય તો ગૃહસ્થની પાસે યાચના-માગણી કરતા સાધુને શરમ ન આવવી જોઈએ.

૧૫ અલાભ પરીસહ —માગવા છતા ગૃહસ્થ ન આપે તોપણ મનમા શોક કે ગૃહસ્થ ઉપર રોષ ન કરતા 'મારા લાભાંતરાયનો ઉદય છે' એમ ચિંતવે.

૧૬ રોગ પરીસહ —રોગ આવે તો ગભરાવું નહિ તેમજ હાય વોય ન કરતા સમતાભાવે અશાતાવેદનીયકર્મનો વિપાક સમજી સહન કરવા ત

૧૭ તૃણસ્પર્શ પરીસહ —સંથારા માટે લાવેલા તૃણાદિની અણી શરીરને લાગે તોપણ દુઃખ ન ધરતા સમ્યક્ સહન કરે

૧૮ મલ પરીસહ —શરીર ઉપર મેલ હોય તો કોઈ ખેદ ન કરે તેમજ તેને ભૂંસીને કે ધોઈને કાઢે પણ નહિ. પણ તે મલ સાધુજીવનનો શણગાર સમજી સમ્યક્ સહન કરે

૧૯ સત્કાર પરીસહ —સાધુનો કોઈ સત્કાર-સન્માન કરે તો ફુલાઈ ન જાય અને સત્કાર ન થાય તો ખેદ

વરણ તોડવા માટે અધિકનાની વગેરની ભક્તિ વિનય કરે

૨૨ સમ્યકત્વ પરીસહ —બીજા ધર્મોના નમસ્કારો વગેરે દેખી પોતાના ધર્મથી ચલાયમાન ન થતા સ્થિર રહેવુ તે

આ ૨૨ પરિસહોને સમ્યક્ સહન કરનાર સાધુ શીઘ્ર ભવસાગર તરી જાય છે





### શ્રમણ કેવો હોય?

- જગતસ્વભાવનો વિચાર કરે તે શ્રમણ
- સમિતિ ગુપ્તિના પાલનમા અપ્રમત્ત હોય તે શ્રમણ
- મહાવ્રતોને કિંમતી ધન ગણે તે શ્રમણ
- પ્રતિકૂળતામા આનદ માને તે શ્રમણ
- કીર્તિ-પ્રતિષ્ઠાથી પર રહે તે શ્રમણ



# બાહ્ય અભ્યંતર તપ

૧ અનશન —ઉપવાસ, આયંબિલ એકાસણુ વગેરેકરવુ તે.

૨ ઉણોદરી —પોતાની ભૂખ કરતા ૨-૫-૭ કોળિયા ઓછુ ખાવુ તે
ભાવથી ઉણોદરી–જિનવચનની ભાવનાથી ક્રોધાદિનો પ્રતિદિન ત્યાગ કરવો આ બન્ને પ્રકારનો ઉણોદરી તપ સ વસાધ્ય છે

૩ વૃત્તિસંક્ષેપ —(દ્રવ્ય સંક્ષેપ) ખાવાની ચીજોનુ અભિગ્રહપૂર્વક નિયમન કરવુ તે દા ત 'આજેમારે ૫-૭-૧૦ ચીજોથી વધુ ન ખાવી' આવી પ્રતિજ્ઞા કરવી તે
આમા ઇચ્છાનિરોધ હોવાથી મહાન કર્મનિર્જરાનો લાભ થાય છે

૪ રસત્યાગ —(વિગઇ ત્યાગ) વિકારના કારણભૂત એવા ઘી, દૂધ દહી, મિઠાઈ વગેર વિગઇઓનો યથાશકિત રોજ ૧-૨-૩-૪-૫ નો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરવો તે આ રસત્યાગરૂપ તપથી બ્રહ્મચર્ય સહેલાઇથી પાળી શકાય છે

૫ કાયક્લેશ —શાસ્ત્રનીતિ મુજબ લોચ કરાવવો શરીર સેવાનો ત્યાગ કરવો, કાયકષ્ટકારી વીરાસનાદિ આસનો કરવા વગેર આ કાયક્લેશ તપ સસારમા નિર્વેદનુ

કારણ છે આસનમા કાયનિરોધ થવાથી જીવદયા, પરલોકદષ્ટિ અને અન્યોનું બહુમાન એ ગુણો છે લોચમા દેહમૂર્છાનો ત્યાગ, સુખશીલતાનો ત્યાગ અને સહિષ્ણુતાગુણ કેળવાય છે

**૬ સલીનતા** —(૧) ઇંદ્રિયસલીનતા-માનનરમા વિ યોમા રાગદ્વેષ ન કરવો તે

(૨) કષાયસલીનતા-ઉદયમા આવેલ કષાયોને નિષ્ફળ કરવા તે દા ત આખ લાલ ન કરવી, જીભને કાબુમા રાખવી, હાથ પગથી કોઇને મારવો નહિ, મન બગાડવુ નહિ વગેરે જે કષાયો સત્તામા પડયા છે, તેને જાગવા દેવા નહિ

(૩) યોગસલીનતા —અશુભ મન-વચન-કાયાની પ્રવૃત્તિ રોકી શુભમા પ્રવૃત્તિ કરવી તે

(૪) વિવિક્તસલીનતા —સ્ત્રી, પશુ, નપુસક આદિથી રહિત સ્થાનમા રહેવુ તે

ઉપરોક્ત છ પ્રકારના તપને બાહ્યતપ કહેવાય છે

પ્ર આ છ ને બાહ્યતપ કેમ કહેવાય છે?

જ ૧ બાહ્ય એવા દેહને તપાવતો હોવાથી

૨ બાહ્ય જૈનેતરમા પણ તપ તરીકે પ્રસિદ્ધ હોવાથી

૩ અન્ય ધર્મવાળાઓએ પણ સ્વકલ્પનાથી સેવેલો હોવાથી,

**૭ પ્રાયશ્ચિત્ત તપ** — મૂળ ગુણ (પાચ મહાવ્રતો, અણુવ્રતો) ઉત્તરગુણ (પિંડવિશુદ્ધિ, શિક્ષાવ્રતો વગેરે) મા લાગેલા અતિચાર-દોષોને ગીતાર્થ ગુરુમહારાજ આગળ સરળ હૃદયે પ્રગટ કરી જે પ્રાયશ્ચિત્ત આપે તે કરવુ તે



૮ વિનય તપ —આચાર્ય, ઉપાધ્યાય, રત્નાધિક, જ્ઞાની તપસ્વી વગેરેનો વિનય કરવો તે

દા ત ૧ તે આવે ત્યારે ઉભા થવુ
૨ બેસવા આસન પાથરવુ
૩ બહારથી આવતા હોયતો સામે લેવા જવુ
૪ બહાર જતા હોય તો સાથે જવુ
૫. તેમની સામે જેમ તેમ બોલવુ નહિ
૬ તેમની ઇચ્છા મુજબ વર્તવુ

આ વિનયતપથી આઠે પ્રકારના કર્મનો ક્ષય થાય છે અને 'વિનયમૂલો ધમ્મો' ધર્મોનુ મૂળ પણ વિનય જ છે

૯ વૈયાવચ્ચ —ધર્મના-સયમના આરાધકની અન્નાદિથી ભક્તિ કરવી તે

આચાર્ય ઉપાધ્યાય, ગુરુમહારાજ, તપસ્વી, નવદીક્ષિત, ગ્લાન સાધુ બાળસાધુ વગેરેની સેવાભક્તિ કરવી તે

દા ત. ૧ ગોચરી પાણી લાવી આપવા.
૨ તેમનુ પડિલેહન કરવુ
૩ તેમનુ આસન સથારો પાથરવો
૪ તેમનુ માત્રુ વગેરે પરઠવવુ
૫ તેમના કપડાનો કાપ કાઢવો
૬ વિહારમા ઉપધિ વગેરે ઉપાડવી
૭ શ્રમિત ગુરુમહારાજ ઇત્યાદિના હાથપગ વગેરે દબાવવા

આ ભક્તિ, વિધિ અને બુદ્ધિની નિપુણતાપૂર્વક કરવાની છે



૧૦ સ્વાધ્યાય ગુરુમહારાજની આજ્ઞા મુજબ અને કાળવેળાના ત્યાગપૂર્વક સત્શાસ્ત્રોનું અધ્યયન -ભણવું તે ભણાવાની મરાબ આવૃત્તિ કરવી

'સજ્ઝાય નમો તવો નત્થિ'

સ્વાધ્યાય સમાન બીજો શ્રેષ્ઠ તપ નથી માટે ભણવા ભણાવવામાં આળસ ન કરવી

૧૧ ધ્યાન – ચિત્તને અન્તર્મુહૂર્તકાળ સુધી એક વસ્તુના ચિંતામાં કરવું તે

ધ્યાનના ૪ પ્રકાર છે

(૧) આર્ત ધ્યાન-દુખના નિમિત્તે થાય તે

(૨) રૌદ્રધ્યાન-પ્રાણીવધાદિમા ક્રૂર ચિત્તની પરિણુતિ તે

(૩) ધર્મધ્યાન-સ્વર્ગ-અપવર્ગનું કારણ

(૪)શુક્લધ્યાન-અપવર્ગ-મોક્ષનુ અદ્વિતીય કારણ

આ ચાર ધ્યાનમાથી પ્રથમના બે તિર્યચગતિ અને નરકગતિને આપનારા હોવાથી છોડવાના છે અને બાકીના બે સદ્ગતિને આપનારા હોવાથી તે આદરવાના છે

ધર્મધ્યાન ૪ પ્રકારે છે —

૧ જિનેશ્વરદેવની આજ્ઞાનો વારવાર વિચાર કરવો તે

૨ કષાયની પરવશતા અને ઇન્દ્રિયોની પરવશતાથી થતા નુકશાનનો વિચાર કરવો તે

૩ પાપ-પુણ્યના ઉદયનો વિચાર કરવો તે.
૪ જગતના સ્વરૂપનો વિચાર કરવો તે

ધર્મધ્યાન અને શુક્લધ્યાન એ બે નિર્જરાના હેતુ હોવાથી તપ છે જ્યારે આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે બંધના હેતુ હોવાથી તપ નથી

૧૨ કાયોત્સર્ગ—જિનમુદ્રાએ ઉભા રહી કાયાની સ્થિરતા, વાણીથી મૌન અને મનથી ધ્યાન દ્વારા કાઉસ્સગ્ગના ૧૯ દોષોનો ત્યાગ કરી કાઉસ્સગ્ગ કરવો તે કષાયોનો ત્યાગ અને મૃત્યુકાળે શરીરનો પણ ત્યાગ કરવો તે અભ્યંતર કાયોત્સર્ગ છે કાયોત્સર્ગનો સીધો અર્થ કાયા ઉપરની મૂર્છાનો ત્યાગ કરવો તે છે કાયોત્સર્ગ એ ત્રિવિધ યોગોને સ્થિર અને વિશુદ્ધ બનાવવા માટેનું અમોઘ સાધન છે બધા તપોમાં આ કાર્યોત્સર્ગ-તપની પ્રધાનતા છે

પ્ર અભ્યંતર તપને અભ્યંતર ( આંતરિક ) તપ શામાટે કહેવાય છે?

ઉ પ્રાયશ્ચિત્તથી માંડી કાયોત્સર્ગ સુધીનો તપ જૈનેતરોમાં અજાણ્યુ છે

૨ અન્ય ધર્મવાળાઓથી ભાવથી અનાસેવિત (આરાધેલો નથી) છે

૩ મોક્ષપ્રાપ્તિનો અંતરંગ હેતુ છે

૪ અભ્યંતર કર્મનો તાપક (નાશક) છે

૫ અંતર્મુખ એવા મહાત્માઓ વડે જ્ઞેય (જાણવા યોગ્ય) છે



# નવ તત્ત્વ

૧ જીવ—જેનામા જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય હોય તેને જીવ કહેવાય છે

૨ અજીવ —જેનામા જ્ઞાન, દર્શન ચારિત્ર, તપ અને વીર્ય ન હોય તેને અજીવ કહેવાય છે

૩ પુણ્ય — સત્પ્રવૃત્તિનુ સારૂ ફળ (સુખ) મળે તેને પાપ કહેવાય છે

૪ પાપ —અસત્પ્રવૃત્તિનુ ખરાબ ફળ (દુ ખ) મળે તેને પાપ કહેવાય છે

૫ આશ્રવ —જે કારણો વડે આત્મા કર્મથી બધાય છે તેવા મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગને આશ્રવ કહેવાય છે

૬ સવર —જે કારણોના સેવનથી આત્મા કર્મબધથી બચેછે તેવા સમિતિ ગુપ્તિ, બારભાવના વગેરેને સવર કહેવાય છે (આશ્રવનો નિરોધ-ત્યાગ કરવો તેને સવર કહે છે)

૭ નિર્જરા —જેનાથી કર્મોનો ક્ષય થાય તેવા બાર પ્રકારના તપને નિર્જરા (નિર્જરામા કારણ હોવાથી) કહેવાય છે

૮ બધ —આશ્રવોના સેવનથી ઉપાર્જેલી કાર્મણ વર્ગણાનો આત્મા સાથે ક્ષીરનીરની જેમ સબધ થનો તેને બધ કહેવાય છે



૯ મોક્ષ —આઠે કર્મોનો મૂળથી (સર્વથા) નાશ કરવો તેને મોક્ષ કહેવાય છે

પ્ર આ નવ તત્વો જાણવાથી લાભ શું ?

જ આ નવ તત્વો બરાબર જાણીને તેના ઉપર શ્રદ્ધા કરવાથી સમકિતની પ્રાપ્તિ થાય છે અને સમકિત આવવાથી જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે અને ચારિત્ર સમ્યક્ ચારિત્ર કહેવાય છે આ ત્રણે સમ્યગ્દર્શન જ્ઞાન, ચારિત્ર આવવાથી આત્માનો શીઘ્ર મોક્ષ થાય છે

આ નવતત્વમાં છેલ્લુ મોક્ષ તત્વ એ આપણુ સાધ્ય છે બાકીના આઠ તત્વોમાં કેટલાક તત્વો હેય (છોડવા લાયક) છે અને કેટલાક ઉપાદેય (સ્વીકારવા લાયક) છે

૨ જીવ, અજીવ જ્ઞેય (જાણવા લાયક) છે

૩ પુણ્ય સંવર, નિર્જરા, મોક્ષ ઉપાદેય (સ્વીકારવા લાયક) છે

૪ પાપ, આશ્રવ, બંધ હેય (છોડવા લાયક) છે (અહિંયા પુણ્યાનુબંધી પુણ્ય જ કથંચિત્ ઉપાદેય સમજવુ )

પુણ્ય સંવર, નિર્જરા અને મોક્ષ આ ચાર તત્વો ઉપર હૈયાનો ખુબ પ્રેમ રાખવાનો છે આ ચાર તત્વો આપણી સાથે હોય તો કર્મ શુ કાનુ જોર ચાલી શકતુ નથી

જ્યારે પાપ, આશ્રવ, બંધ આ ત્રણ તત્વો ઉપર હૈયાનો ભારે તિરસ્કાર જોઇએ એને જીવનમાથી ફગાવી દેવા જોઇએ આ જીવનુ ભયંકર બગાડનારા છે આ



ત્રણે તત્ત્વોને ત્યાગ જ્યાસુધી ન કરીએ ત્યાસુધી મોક્ષ થાય નહિ

આ નવે તત્ત્વો સાચા છે એવી પાકી શ્રદ્ધા જોઇએ

સાધુજીવન એટલે સંવર અને નિર્જરાનીજ નિરંતર આરાધના

સાધુજીવન એટલે પાપ, આશ્રવ, બંધને ઉંડા મારી હટાવનારૂ જીવન

સાધુએ હંમેશા સંવર અને નિર્જરા રૂપી તલવાર અને ઢાલ લઈ મોહરાજા સાથે જીંદગીભર લડવાનું છે



## નિર્વેદ



નિર્વેદ એટલે સંસાર ઉપર ઉદ્વેગ ચારગતિના કામ ભોગો પ્રત્યે વિરક્તિ આવે સર્વવિષયોમાં વિરક્તિ આવવાથી આરંભનો પરિત્યાગ થાય છે આરંભનો ત્યાગ થતા સંસારમાર્ગનો વિચ્છેદ થાય છે અને મોક્ષમાર્ગે પ્રયાણ થાય છે



# ષટ્દ્રવ્ય

પ્ર. આ જગતમા દ્રવ્યો (પદાર્થો) કેટલા છે ?

જ છ દ્રવ્યો (પદાર્થો) છે

પ્ર તે છ દ્રવ્યોના નામ કયા છે ?

જ ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ જીવાસ્તિકાય, ૫ પુદ્ગલાસ્તિકાય, ૬ કાળ

૧ પ્ર ધર્માસ્તિકાય એટલે શું ?

જ જીવો અને પુદ્ગલોને ચાલવામા (ગતિમાં) સહાય કરે છે તેને ધર્માસ્તિકાય કહેવાય છે
જેમ માછલીને ચાલવામા પાણી સહાય કરે છે તેમ

૨ પ્ર અધર્માસ્તિકાય એટલે શુ ?

જ જીવો અને પુદ્ગલોને સ્થિર રહેવામા સહાય કરે છે તેને અધર્માસ્તિકાય કહેવાય છે
જેમ બાળક કે બિમારીમાથી ઉઠેલાને ઘોડી, કઠેરા કે લાકડી વગેરે ટેકો આપી સ્થિર ઉભા રાખે છે

૩ પ્ર આકાશાસ્તિકાય એટલે શું ?

જ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, જીવો અને પુદ્ગલોને રહેવા માટે જગ્યા આપે છે તેને આકાશાસ્તિકાય કહેવાય છે
(આકાશ–ખાલી જગ્યા) નક્કર ભીંતમા પણ ખીલી–પેસે છે કારણ કે ત્યા આકાશાસ્તિકાય છે



૪ પ્ર જીવાસ્તિકાય એટલે શું ?

જ જેનામાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય હોય તેને જીવાસ્તિકાય (આત્મા) કહેવાય છે

'ચેતના લક્ષણો જીવ' ચેતના (જ્ઞાન) એ જીવનું (આત્માનું) સ્વરૂપ છે

૫ પ્ર પુદ્ગલાસ્તિકાય એટલે શું ?

જ જેનામાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ હોય અને જે ભેગુ થવાના છુટું પડવાના સ્વભાવવાળુ હોય તેને પુદ્ગલાસ્તિકાય કહેવાય છે

પ્ર કાળ એટલે શું ?

જ જેના લીધે વસ્તુ નવી જૂની કહેવાય છે તેને કાળ કહેવાય છે

આ છ દ્રવ્યો (પદાર્થો) જ્યાં હોય તેને લોક (જગત) કહેવાય છે અને જ્યાં આ છ દ્રવ્યો નથી, માત્ર એકલુ આકાશ જ છે તેને અલોક કહેવાય છે

પ્ર આ છ દ્રવ્યોને કોણ બનાવે છે ?

જ આ છ દ્રવ્યોને બનાવનાર કોઇ ઈશ્વર વગેરે નથી, પણ તથાસ્વભાવથી અનાદિકાળથી આ છએ દ્રવ્યો છે અને અનંતકાળ સુધી રહેવાના છે, તેનો મૂળથી નાશ કોઇ કાળે થાય નહિ

આ છ દ્રવ્યોનો અભ્યાસ, વિચાર, મનન કરવાથી ખૂબ કર્મોની નિર્જરા થાય છે અને ચિત્તની સ્થિરતા તથા પવિત્રતા થાય છે



પ્ર અસ્તિકાય એટલે શું ?

જ અસ્તિ એટલે પ્રદેશ-ઝીણામા ઝીણો અંશ અને કાય એટલે સમુહ પ્રદેશોનો સમુહ જેને હોય તેને અસ્તિકાય કહેવાય છે

પ્ર કેટલા દ્રવ્યો અસ્તિકાય કહેવાય છે?

જ એક કાળને છોડીને બાકીના પાચ દ્રવ્યોને અસ્તિકાય કહેવાય છે

કાળ તો એક વર્તમાન સમયરૂપ જ હાજર હોવાથી તેને પ્રદેશ ન હોય અનંત સમયો ભૂતકાળના નષ્ટ છે અને અને ભાવિકાળ વર્તમાનમા વિદ્યમાન નથી (અનુત્પન્ન) માત્ર વર્તમાનનો એક સમય જ વિદ્યમાન છે

પ્ર. આ છ દ્રવ્યોમા રૂપી કોણ છે અને અરૂપી કોણ છે ?

જ એક પુદ્ગલાસ્તિકાયને છોડીને બાકીના પાચે દ્રવ્યો અરૂપી છે એક માત્ર પુદ્ગલાસ્તિકાય જ રૂપી છે

પ્ર રૂપી અને અરૂપી એટલે શું ?

જ જેનામા રૂપ રસ, ગંધ, સ્પર્શ હોય તેને રૂપી કહેવાય છે, અને જેનામા રૂપ, રસ, ગંધ, સ્પર્શ ન હોય તેને અરૂપી કહેવાય છે

અરૂપીને શાસ્ત્રમા અમૂર્ત પણ કહેવામા આવે છે
રૂપીને શાસ્ત્રમા મૂર્ત પણ કહેવામા આવે છે

પ્ર આ છ દ્રવ્યોમા ચેતન કેટલા અને અચેતન કેટલા છે?

જ જીવ એક જ માત્ર ચેતન દ્રવ્ય છે, બાકીના પાચ દ્રવ્યો અચેતન (જડ) છે

પ્ર ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાયને પ્રદેશો કેટલા છે ?

જ દરેકને અસખ્યેય પ્રદેશો હોય છે

પ્ર પુદ્ગલાસ્તિકાયને કેટલા પ્રદેશો, પરમાણુઓ હોય છે ?

જ એકથી માડીને વધુમા વધુ અનતાનત પ્રદેશો, પરમાણુઓ હોય છે

પ્ર પ્રદેશ અને પરમાણુમા ફેર ખરો ?

જ હા, જ્યા સુધી સ્કધ સાથે (અખડ વસ્તુ સાથે) જોડાયેલો હોય ત્યા સુધી પ્રદેશ કહેવાય અને સ્કધથી છૂટો પડી ગયા પછી તેને પરમાણુ કહેવાય છે

પ્ર આ દ્રવ્યો ક્યા રહે છે ?

જ આખા લોકમા વ્યાપ્ત છે, કોઇ એવી જગ્યા નથી કે જ્યા આ છ દ્રવ્યો ન હોય

આ છ દ્રવ્યો દરેક સમયે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને સ્થિર રહે છે

---

**શ્રમણ કેવો હોય ?**

- જેનિર્મળ બ્રહ્મચર્ય પાળે તે શ્રમણ
- લાભ–અલાભને સમગણે તે શ્રમણ
- તૃણ–મણિને સમગણે તે શ્રમણ
- સયમ સાધનાના આનદીહોય તે શ્રમણ
- અનુકૂળતાઓના રસીયો નહોય તે શ્રમણ



# આઠ કર્મનુ સ્વરૂપ

પ્ર આત્મા ક્યારથી આ ૮૪ લાખ જીવાયોનીમા જન્મ મરણ કરી ભટકે છે?

જ અનાદિકાળથી આત્મા ૮૪ લાખ જીવાયોનીમા મરણ કરી ભટકે છે

પ્ર આત્મા અનાદિકાળથી શાથી સસારમા ભટકે છે?

જ આઠ કર્મોના લીધે આત્મા સસારમાં ભટકે છે.

પ્ર. તે આઠ કર્મો કોણ છે? તેનુ સ્વરૂપ શું છે? અને તે આત્માને શું નુકશાન કરે છે?

જ તેનું સ્વરૂપ નીચે મુજબ છે —

૧ જ્ઞાનાવરણીય કર્મ —આત્મામા રહેલા અનત જ્ઞાનને (કેવળજ્ઞાનને) રોકી રાખે છે જ્ઞાન ચઢવામાં અતરાય કરે છે આખે પાટા જેવુ છે જેમ આખે મજબુત પાટો બાન્ધ્યો હોય તો માણસ જોઇ શકતો નથી તેમ

૨ દર્શનાવરણીય કર્મ.—વસ્તુને સપૂર્ણ જોવામાં અતરાય (કેવળદર્શનને રોકે છે) કરે છે દ્વારપાલ જેવુ છે જેમ કોઇને રાજાને જોવાની ઇચ્છા હોવા છતા દ્વારપાલ અદર જતા રોકે તેમ

૩ વેદનીય કર્મ —આત્માના અનત અવ્યાબાધ (સ્વભાવિક) સુખને રોકે છે અને સુખદુખ આપે છે મધુલિપ્ત તલવારની ધારને ચાટવા જેવુ છે જેમ તલવારની



ધારે ઉપર મધ લગાડેલુ હોય અને કોઈ લાલચુ માણસ તે ચાટવા જાય તો તેને જરા મધની મીઠાશ તો મળે, પણ સાથે જીભમાથી લોહી તૂટી પડે તેમ વેદનીય કર્મ સસારનુ થોડુ સુખ આપે છે પણ પછી દુર્ગતિમા લઈ જઈ દીર્ઘકાળ સુધી મહા દુઃખ-ત્રાસ આપે છે

૪ મોહનીય કર્મ —સસારના અસાર સુખોમા જીવને ફસાવે છે બેભાન બનાવે છે મદિરા (દારૂ) જેવુ છે જેમ દારૂ પીનારો માણસ પોતાનું ભાન ભૂલી જાય છે તેમ મોહરૂપી દારૂ પીનાર પણ પોતાના અનત જ્ઞાનમય, અનત ચારિત્રમય આત્માને ભૂલી બાહ્યસુખોમા ગમે છે તેને જ સાચુ સુખ માને છે

૫ આયુષ્ય કર્મ —આત્મા સ્વતત્ર હોવા છતા આ કર્મ તેને ચારગતિમા કેદ કરી રાખે છે જેલર જેવુ છે, જેલમાથી કેદીને ભાગવાની ઈચ્છા હોવા છતા જેલર તેને ભાગવા દેતો નથી તેમ

૬ નામ કર્મ —જીવ અરૂપી હોવા છતા આ કર્મ જીવને અનેક વિચિત્ર રૂપો આપે છે ઘડીમા કુતરાનુ રૂપ આપે છે, ઘડીમા મનુષ્યનુ રૂપ આપે છે, અને ઘડીમા નરકનુ રૂપ આપે છે ચિત્રકાર જેવુ છે જેમ ચિત્રકાર પોતાની મરજી મુજબ ચિત્રો દોરે છે તેમ

૭ ગોત્ર કર્મ —આ કર્મ જીવને ઉચ્ચકુળમા કે નીચ કુળમા જન્મ આપે છે કુભાર જેવુ છે, કુભાર પોતાને ફાવે તેમ મગળઘડા, દારૂના ઘડા વગેરે સારા, નરસા ઘડા બનાવે છે તેમ

૮ અંતરાય કર્મ —આત્મામા અનંતી શક્તિ હોવા છતા આ કર્મ આત્માને નિર્બળ, માયકાગલો બનાવે છે દાન આપતા, ધન, બંગલા વગેરે વસ્તુના લાભમા, સ્ત્રી ખાનપાનના ઉપભોગમા ભોગમા, તપ ભક્તિ વગેરે કરવામા અંતરાય કરે છે **રાજાના વક્ર ભંડારી જેવુ** છે જેમ રાજા કોઇના પર પ્રસન્ન થઇને ધન આપવાના ભંડારીને હુકમ કરે, પણ આ વક્ર ભંડારી તેને આપે નહિ તેમ

આ આઠ કર્મોથી આત્મા અનાદિકાળથી બંધાયો છે

પ્ર આત્મા આ આઠ કર્મથી કયા કારણોથી બંધાય છે?

જ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગના સેવનથી આત્મા બંધાય છે

પ્ર મિથ્યાત્વ એટલે શું?

જ ભગવાન જિનેશ્વર દેવના વચન (આજ્ઞા) ઉપર શ્રદ્ધા (વિશ્વાસ) ન કરવી તેને સાચુ ન માનવુ તેને મિથ્યાત્વ કહેવાય છે

પ્ર અવિરતિ એટલે શુ ?

જ રાત્રીભોજન, કંદમૂળ, સાત વ્યસન, [illegible] જીવોની હિંસા જૂઠ, ચોરી, [illegible] પાપોના ત્યાગની પ્રતિના (નિયમ) [illegible] અવિરતિ કહેવાય છે

પ્ર. કષાય એટલે શ ?

જ સંસારનો લાભ કરાવે તે કષાય. ક્રોધ, માન, માયા, લોભ, આ ચારને કષાય કહેવાય છે આ ચાર કષાયો સંસારરૂપી વૃક્ષનું મૂળ છે આ ચાર કષાયોના સેવનથી આત્મા બંધાય છે

પ્ર યોગ એટલે શું ?

જ આત્માના વીર્યથી થતી મન, વચન કાયાની પ્રવૃત્તિને યોગ કહેવાય છે

મનથી હિંસાના, જૂઠના વેરના, ઇર્ષ્યાના વગેરે વિચારો કરવા

વચનથી જૂઠ બોલવું કડવા વચન બોલવા, ઝગડા કરવા પાપ વચન બોલવા વગેરે

કાયાથી હિંસા કરવી રાત્રિભોજન કરવું, કંદમૂળ ખાવું રમવું દોડવું વગેરેથી આત્મા પાપ-અશુભ કર્મો બાંધે છે કેમકે એ અશુભ યોગ છે દયા-ભક્તિ-તપ વગેરેના વિચાર, સત્ય વચન પ્રભુ-સ્તુતિ, શાસ્ત્ર ભણવું તથા દયા-દાન-દેવદર્શન વગેરે શુભ યોગ છે એથી પુણ્ય મળે

પ્ર શું કરવાથી આત્મા આ આઠ કર્મથી મુક્ત બને ?

જ ભગવાનના વચન ઉપર શ્રદ્ધા કરવાથી બધા પાપોનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરી પાંચ મહાવ્રતોનું પાલન કરવાથી ક્ષમા, નમ્રતા સરળતા, સંતોષ, તપ સેવવાથી અને સમિતિ ગુપ્તિનું પાલન કરવાથી આત્મા જલ્દીથી આ આઠ કર્મોના પંજામાંથી મુક્ત બની મોક્ષમાં પહોંચી જાય છે

પ્ર આત્મા કર્મથી ક્યારથી બંધાયેલો છે ?

જ આત્મા અનાદિ કાળથી આ આઠ કર્મોથી બંધાયેલો છે કોઈ કાળે પહેલા કર્મથી મુક્ત છે જ નહિ

સંસારી આત્મા પ્રતિસમય આયુષ્ય સિવાય સાત કર્મોને બાંધે છે આયુષ્ય કર્મ તો આખા જન્મમા એકજ વાર બંધાય છે

પ્ર આત્મા આઠ કર્મોથી સર્વથા મુક્ત બનીને ક્યા જાય છે?

જ મોક્ષમા જાય છે

પ્ર તે મોક્ષ ક્યા આવ્યો ?

જ, સર્વાર્થસિધ્ધ વિમાનથી ઉપર ૧૨ યોજન જઈએ ત્યા મોક્ષ આવે છે

પ્ર ત્યા મોક્ષમા કોણ રહે છે ?

જ અનંતા સિધ્ધ ભગવંતો ત્યા રહે છે

પ્ર તે અનંતા સિધ્ધ ભગવંતો શાના ઉપર બેઠેલા છે ?

જ ઇષત્પ્રાગભારા નામની ૪૫ લાખ યોજનની (મનુષ્યલોકપ્રમાણ) મોટી સ્ફટીકરત્નની સિધ્ધશીલા છે તેના ઉપર સિધ્ધ ભગવંતો બેઠેલા છે

પ્ર ત્યા રહીને સિધ્ધ ભગવંતો શું કરે છે ?

જ કેવળજ્ઞાન કેવળ દર્શન વડે આખા જગતને જાણે છે અને જુવે છે

પ્ર ત્યા મોક્ષમા સિધ્ધ ભગવંતોને સુખ હોય છે ?

જ હા, દેવલોકના બધા દેવોનું, મનુષ્ય લોકમા ચક્રવર્તિ આદિ બધા મનુષ્યોનું, બધા કાળનું, બધુ સુખ ભેગુ કરીએ અને જેટલુ થાય તેના કરતા સિધ્ધ ભગવંતને

અનતગાઢ સુખ હોય છે અને તે સુખ તેમને કોઈ કાળે નાશ પામતું નથી

પ્ર સસારમા જેમ જન્મ-જરા-મરણ અને રોગોનું ભયકર દુ ખ છે તેવુ દુ ખ મોક્ષમા ખરૂ ?

જ ના, ત્યા મોક્ષમા ગયા પછી તેને સૂક્ષ્મ પણ દુ ખનુ નામનિશાન ન હોય, એકલુ સુખ જ હમેશા ભોગવવાનુ હોય છે તેમને કદીય ત્યાથી પડવાનું નથી તેમને ફરી કર્મ ચોટે નહિ, કદી જન્મ લેવો જ ન પડે

પ્ર આવા એકાત સુખમય મોક્ષને કોણે બતાવ્યો છે ?

જ સર્વજ્ઞ તીર્થંકર ભગવતોએ આવા એકાત સુખમય મોક્ષને બતાવ્યો છે

પ્ર મોક્ષમા જવાનો માર્ગ કયો ?

જ સમ્યગદર્શન, જ્ઞાન, ચારિત્ર આ ત્રણેની ભેગી આરાધના તે મોક્ષનો માર્ગ છે

પ્ર સુખ તો સસારમા પણ સારૂ સારૂ ખાવાનું, પીવાનુ જોવાનુ છે, તો મોક્ષમા જઈને શુ અધિક લાભ ?

જ સસારમા સારૂ સારૂ ખાવા-પીવા અને જોવાનુ સુખ છે તે તો ખસની ખણુજ ખણવા જેવું છે ખરૂ ખરૂ સુખ નથી ખરૂ સુખ હોય તો તો કાયમ દેખાવું જોઈએ પેટ ભરાઈ ગયા પછી લાડવાથી સુખ નથી મળતુ માટે લાડવામા સાચુ સુખ નથી સારનુ બધું સુખ થોડો વખત રહી નાશ પામે છે અને તે ભોગવ્યા પછી જીવને નરક તિર્યંચાદિ દુર્ગતિમા લઈ

જઈ નીધ કાળનુ મહાદુખ આપે છે જ્યારે મોક્ષનુ સુખ કોઈ કાળે નાશ પામતુ નથી અને તે ભોગવવાથી કોઈ કાળે દુખ આવતુ નથી માટેજ સસારનુ ચક્રવર્તીનુ સુખ કે ઇન્દ્રનુ સુખ પણ છોડવા લાયક છે જે સુખની પાછળ મોટુ દુખ હોય તેને સુખ ન કહેવાય આવા અનત સુખમય અને અનત ગુણમય મોક્ષના સ્વરૂપને જાણીને તે મેળવવા સયમ, તપ અને સ્વાધ્યાયમા નિરંતર પુરુષાર્થ કરવો જોઈએ

---

## ગુરૂ-સાધર્મિકની સુશ્રુષા

ગુરુ અને સાધર્મિકની સેવાથી વિનયગુણ પ્રગટે છે તથી દુર્ગતિના માર્ગ બધ થાય છે સદ્ગતિનો માર્ગ ખુલ્લો થાય છે મોક્ષ નિકટ થાય છે સર્વ પ્રશસ્ત કાર્યોનુ મૂળ વિનય છે

---

## આત્મનિંદા

આત્મનિંદામાથી પશ્ચાત્તાપનુ પુનિત ઝરણુ પ્રગટે છે તથી અધ્યવસાયો શુદ્ધ બને છે અધ્યવસાયની શુદ્ધિથી મોહનીય કર્મનો ક્ષય થાય છે

---



# કર્મબંધના કારણો



૧ પ્ર જ્ઞાનાવરણીય કર્મ શાથી બંધાય ?

જ જ્ઞાન, જ્ઞાનીનો અવિનય કરે, તેની નિંદા, ઇર્ષ્યા, અરૂચિ કરે, જ્ઞાનના પુસ્તકોને પગ લગાડે, જમીન ઉપર મૂકે, પાડે ફાડે, સાચવે નહિ, જ્ઞાનના સાધન જ્ઞાનીની આશાતના કરે ભણનારને અંતરાય કરે, પોતે છતી શક્તિએ ભણે નહિ, ભણેલુ ભૂલી જાય, ગુરુના અવિનય કરે, ભણાવનારનુ નામ છૂપાવે, અકાલે ભણે ગુરૂમહારાજને પુછ્યા વગર ભણે છકાયની હિંસા વગેરે કરે તો જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે

૨ પ્ર દર્શનાવરણીય કર્મ શાથી બંધાય ?

જ જોવાના સાધનો આંખ, કાન, નાક કાપે, નુકશાન કરે તથા ઉપર કહેલ પાપ કરે. સાધુનો વધ કરે, નિંદા ઇર્ષ્યા કરે, કેવલી ભગવંતના તથા સંઘના અવર્ણવાદ ( નિંદા ) બોલે, સમ્યગ્દર્શન શુદ્ધિના પુસ્તકો સમ્મતિતર્ક, અનેકાન્તજયપતાકા વગેરેનો નાશ કરે અવના કરે તો દર્શનાવરણીય કર્મ બંધાય છે

૩ પ્ર શાતાવેદનીય કર્મ શાથી બંધાય ?

જ માતાપિતા તથા ધર્માચાર્યનો વિનય, ભક્તિ કરવાથી, ક્ષમા, દયા કરવાથી, બાલ વૃદ્ધ, બિમાર સાધુની



સેવા કરવાથી, જિનેશ્વરના દર્શન, પૂજન વગેરેથી શાતાવેદનીય કર્મ બંધાય છે

પ્ર અશાતાવેદનીય કર્મ શાથી બંધાય ?

જ ગુરૂની અવજ્ઞા-તિરસ્કાર કરવાથી, તેમના ઉપર રીસ કરવાથી, દયા ન કરવાથી બીજાને દુખ, ત્રાસ, શોક ઉપજાવવાથી અશાતાકર્મ બંધાય છે

૪ પ્ર મોહનીયકર્મ શાથી બંધાય ?

જ સંસારની પુષ્ટિ થાય તેવો ઉપદેશ આપવાથી, રત્નત્રયી રૂપ મોક્ષમાર્ગનો નાશ કરવાથી, દેવદ્રવ્ય ભક્ષણ કરવાથી નાશ થાય તેવુ બોલવાથી, લખવાથી ચારિત્ર લેનારને અંતરાય કરવાથી, ખુબ કષાયો કરવાથી, સંસાર સુખોની આસક્તિ અને મમતાથી આ મોહનીયકર્મ બંધાય છે

૫ પ્ર શુભનામકર્મ શાથી બંધાય ?

જ સરળતા રાખવાથી, ત્રણ ગારવ ન કરવાથી, સંસારભિરૂતાથી, મન-વચન-કાયાની એકતાથી, (વિસંવાદના ત્યાગથી જેવુ બોલ્યા તેવુ વર્તવાનુ ) સાધાર્મિકનુ સ્વાગત-સન્માન કરવાથી પરમોપકાર, સર્વ જીવોના હિતની ચિંતાથી શુભનામ કર્મ બંધાય છે

પ્ર અશુભ નામકર્મ શાથી બંધાય ?

જ માયાકપટ કરવાથી, પારકાને ઠગવાથી, ચાડીચુગલી કરવાથી, ખોટી સાક્ષી ભરવાથી, ખોટા તોલમાપ



રાખી વેપાર કરવાથી સ્વપ્રશંસા વગેરે કરવાથી અશુભ નામકર્મ બંધાય છે

૬ પ્ર ઉચ્ચગોત્ર શાથી બંધાય ?

જ બીજાના યથાવત્ ગુણ બોલનાર પારકા દોષો ન જોનાર, મત્સરહિત જ્ઞાન ભણનાર ભણાવનાર, સ્વપ્રશંસા અને પરનિંદા ન કરનાર ઉચ્ચ ગોત્ર બાંધે છે

પ્ર નીચગોત્ર શાથી બંધાય

જ પરનિંદા કરવાથી સાધુપુરુષોના મલીન ગાત્ર તથા વસ્ત્રોની જુગુપ્સા કરવાથી, સ્વપ્રશંસા કરવાથી, ખોટા આળ ચઢાવવાથી, પોતાના દોષો છૂપાવવાથી, બીજાના સદ્ગુણોનો લોપ – અપલાપ કરવાથી નીચગોત્ર બંધાય છે

૭ પ્ર નરકઆયુ શાથી બંધાય છે ?

જ માંસ ખાવાથી, દારૂ પીવાથી, પરસ્ત્રી સેવનથી, પંચેંદ્રિયનુ ખૂન કરવાથી, ખૂબ આરંભ પરિગ્રહની લત રાખવાથી જૂઠું બોલવાથી, ચોરી કરવાથી ઘણાકાળ સુધી વૈર રાખી મૂકવાથી, શિકાર વગેરે કરવાથી, રૌદ્રધ્યાનથી નરકાયુ બાંધે છે

પ્ર તિર્યંચ આયુ શાથી બંધાય ?

જ ગૂઢ કપટી હૃદય રાખવાથી, મોઢે મીઠું બોલી હૃદયમા પાપ રાખવાથી, બ્રહ્મચર્યના ખંડનથી બહુવાર ખૂબ ખાખા કરવાથી, ધન, બંગલા વગેરે ઉપર ખૂબ મમતા રાખવાથી, આર્તધ્યાનથી તિર્યંચ આયુ બંધાય છે



પ્ર. મનુષ્ય આયુ શાથી બંધાય ?

જ અલ્પ આરંભ, અલ્પ પરિગ્રહ રાખવાથી, નમ્ર અને સરલ સ્વભાવથી, સહજ રીતે કષાય મંદ રાખવાથી અને દેવગુરૂની પૂજા ભક્તિથી મનુષ્યાયુ બંધાય છે

પ્ર દેવ આયુષ્ય શાથી બંધાય ?

જ સમકિતનું પાલન કરવાથી, દેશવિરતિ અને સર્વ વિરતિનુ પાલન કરવાથી, અજ્ઞાનતપ વગેરે કરવાથી દેવાયુ બંધાય છે

૮ પ્ર અંતરાયકર્મ શાથી બંધાય ?

જ જિનપૂજા કરનારને અંતરાય કરે, દાન દેતા રોકે, મીલતા લાભમા અંતરાય કરે, અન્યાય, અનીતિથી ધનલાભ મેળવવાથી, કોઇને ખાતાપીતા-ભોગવતા અંતરાય કરવાથી, તપ વગેરે ધર્મક્રિયા કરનારને રોકવાથી, મંત્રોતંત્રો કે કામણ કરી બીજાના બલવીર્યનો નાશ કરવાથી આ અંતરાય કર્મ બંધાય છે

આ આઠે કર્મોના કારણો જાણીને તેનાથી આત્માને બચાવવા જોરદાર પુરુષાર્થ કરવાનો છે અને તેજ આશ્રવોની જાણકારીની સફળતા છે







# ચૌદ ગુણસ્થાનક

૧ **મિથ્યાત્વ ગુણસ્થાનક** —અહીં કુદેવ, કુગુરુ કુધર્મ ઉપર શ્રદ્ધા હોય છે, છતા મોક્ષ પ્રિ અને સસારવાસનો ખેદ, કોઈ મ મિથ્યાત્વીને હોય છે, તેથી એને ગુણસ્થાનક કહેલુ

૨ **સાસ્વાદન ગુણસ્થાનક** —ઉપશમ સમકિતથી જીવ પડતો પડતો અહીં આવે અને સમકિતને વમી નાખ્યુ હોય, છતા સમકિતનો જરાક સ્વાદ રહી જાય વધુમા વધુ અહી છ આવલિકા કાળ સુધી રહી જીવ અવશ્ય પહેલે ગુણસ્થાનકે જનાર હોય છે અને અર્ધપુદ્ગલ પરાવર્ત કાળની અદર મોક્ષે જનાર હોય છે

૩ **મિશ્ર ગુણસ્થાનક** — આ ગુણસ્થાનકે આવેલા આત્માને મિથ્યાત્વ પર અરુચિ ન હોય તેમ સાચા તત્ત્વ પર રુચિ ન હોય
મિશ્ર મોહનીયના ઉદયે આ ગુણસ્થાનક હોય છે

૪ **અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક** —અહીં જીવને જિનેશ્વરદેવ, પાચમહાવ્રતધારી સાધુઓ અને જિનપ્રણીત ધર્મ ઉપર પાકી શ્રદ્ધા-માન્યતા હોય છે
ભોગમા દોષ જોનારો હોય અને ત્યાગમા ગુણ જોનારો (કલ્યાણ બુદ્ધિ) હોય છે સસારને કેદખાનું માની તેમા ખેદથી, આતરિક અરુચિથી રહે છે પણ વ્રત પચ્ચક્ખાણ ન કરી શકે



૫ દેશવિરત ગુણસ્થાનક — બાર વ્રતધારી શ્રાવકને આ ગુણસ્થાનક હોય છે તે શ્રાવક સાધુધર્મની અભિલાષાવાળો, છકાયને અભયદાન દેવાની ભાવનાવાળો હોય, ત્યાગી સાધુઓ પ્રત્યે ખૂબ આદર હોય યથાશકિત શાસનની પ્રભાવના કરનારો હોય

૬ સર્વવિરતિગુણસ્થાનક — પ્રતિજ્ઞાપૂર્વક બધા પાપોનો મન વચન કાયાથી ત્યાગ કરી પાચ મહાવ્રતો પાળનારને આ ગુણસ્થાનક હોય પૂ તારક ગુરુઓ ઉપર ખૂબ જ પ્રેમ રાખી તેમની વિનયભકિત કરનારો હોય ગુરુકુલવાસમા જ રહેવાની નિરંતર ભાવનાવાળો હોય છતા સજ્વલનના કષાયો કોઇ કોઇ વાર આ સાધુને નડી જાય છે તેથી ચારિત્રમા અતિચાર પ્રમાદ આવી જાય છે

અપ્રમત્ત ગુણસ્થાનક – અહીં સાધુ મહાત્મા પ્રમાદને તદ્દન છોડી દઇ ખૂબ જ સયમયોગોમા ઉપયોગવતા હોય છે તેથી તેમને સયમમા અતિચારો લાગતા નથી

૮ અપૂર્વકરણ ગુણસ્થાનક —અહીંયા આત્માનો શુદ્ધ વીર્યોલ્લાસ અપૂર્વ વધી જતા શૂરવીર બની મોહ રાજાની સેનાને સદાને માટે ભગાડી મૂકવા માટે શુકલધ્યાન રૂપી ધનુષ્ય બાણ ચઢાવે છે અથવા મોહનીય કર્મનો ક્ષય કરવા ક્ષપક શ્રેણી માડે છે

૯ અનિવૃત્તિ ગુણસ્થાનક– અહી આવેલા આત્માની વિશુદ્ધિ ઉત્તરોત્તર અનત ગુણ વધતી હોય છે અને અહી સાથે આવેલા આત્માઓના પરિણામ દરેક સમયે



સરખા હોય છે પણ કષાયો હજુ બાદર (સ્થૂલ) રહેલા હોય છે (સૂક્ષ્મસ પરાયની અપેક્ષાએ)

૧૦ સૂક્ષ્મસ પરાય ગુણસ્થાનક — અહીયા માત્ર સૂક્ષ્મ લોભકષાયનો જ ઉદય હોય છે માટે વિશુદ્ધિ ખૂબજ હોય છે

૧૧ ઉપશાતમોહગુણસ્થાનક — અહી આવેલો આત્મા વીતરાગ બની જાય છે રાગ-દ્વેષનો ઉદય અ તર્મુહૂર્ત સુધી બિલકુલ અટકી ગયેલો હોય છે, (પ્રદેશોદય કે પ્રદેશોદય બ નેનો) પણ અહી આવેલો આત્મા અવશ્ય નીચે પડે છે સત્તામા રહેલો સૂક્ષ્મ લોભકષાય તેને નીચે પાડે છે (ઉપશમશ્રેણી માડનાર આત્મા અહી આવેછે)

૧૨ ક્ષીણમોહગુણસ્થાનક — અહીયા છએ મોહનીય કર્મનો સર્વથા ક્ષય કરેલો હોય છે અને અહિંયા આવેલો આત્મા અ તર્મુહૂર્તમા અવશ્ય કેવળજ્ઞાન પામનાર હોય છે બાકી રહેલા ત્રણ ઘાતીકર્મોને આ ગુણ સ્થાનકના અ ત સમયે ખપાવી દે છે

૧૩ સયોગીકેવલી ગુણસ્થાનક – અહીં આવેલા આત્માને અવશ્ય કેવળ જ્ઞાન હોય છે મન-વ ચન કાયાની પ્રવૃત્તિ હોવાથી સયોગી કેવલી કહેવાય છે કેવલી ભગવતને પણ આહાર-નિહાર-વિહારની પ્રવૃત્તિ હોય છે (ધ્યાનાન્તરિકા હોય છે) યોગનિરોધ કરવાથી શરૂઆતમા ત્રીજુ શુક્લધ્યાન હોય છે

૧૪ અયોગી કેવલી ગુણસ્થાનક — અહિ તો મન-વચન- કાયની પ્રવૃત્તિ પણ બિલકુલ બધ હોય છે અને

આત્માના પ્રદેશો મેરૂ પર્વતની જેમ સ્થિર બની જાય છે અને પાચ હસ્વાક્ષર કાળ અહીં યા રહી સર્વ કર્મ ખપાવી મોક્ષ પામી એકજ સમયમાં અસ્પૃશત્ ગતિએ જીવ ( આકાશ પ્રદેશો ને વચ્ચે સ્પર્શ્યા વિના ) સિદ્ધશિલા ઉપર પહોંચી જાય છે અને ત્યા કાયમ માટે સ્થિર રહે છે

આ ગુણસ્થાનકના સ્વરૂપને જાણીને ઉત્તરોત્તર ગુણ-શ્રેણીએ ચઢવા તપ- સ યમમા ખૂબ ઉદ્યમ કરવો જોઈએ

★ ★ ★

પ્ર ચતુર્વિધ સ ઘ કોને કહેવાય ?

જ સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા આ ચારને સ ઘ કહેવાય છે

પ્ર સાત ક્ષેત્રે કયા ?

જ જિનમદિર, જિનમૂર્તિ, જિનાગમ સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકા આ સાત ક્ષેત્રો કહેવાય છે

પ્ર અરિહતના બાર ગુણ કયા ?

જ ૧ અશોકવૃક્ષ–બાર પર્ષદાને છાયા આપે છે

૨ સુરપુષ્પવૃષ્ટિ–ભગવાનની દેશના વખતે આકાશમાથી દેવતાઓ પચવર્ણના સુગ ધીદાર ફૂલોની વૃષ્ટિ કરે છે

૩ દિવ્યધ્વનિ–ભગવાનની વાણીમા દેવતાઓ બ સરીનો દિવ્ય સૂર પૂરાવે છે

૪ ચામર–પ્રભુને બે બાજુ ચામર વી ઝાય છે



૫ આસન રત્નના સિંહાસન ઉપર બેસી ભગવાન દેશના આપે છે

૬ ભામંડલ-ભગવાનના મુખની પાછળ સૂર્ય જેવો તેજસ્વી ગોળાકાર પ્રકાશ હોય છે

૭ દુંદુભિ- આકાશમાં દેવતાઓ વાજીંત્રોના ગડગડાટ થાય છે

૮ આતપત્ર ભગવાનના ઉપર ત્રણ [illegible] છત્રો હોય છે
આ ૮ ગુણને પ્રાતિહાર્ય કહેવામાં આવે છે

૯ જ્ઞાનાતિશય-પ્રભુમાં અનંત જ્ઞાન, અનંત દર્શન હોય છે

૧૦ પૂજાતિશય પ્રભુને દેવ-દેવેન્દ્રો, નર-નરેન્દ્રો પૂજે છે

૧૧ વચનાતિશય-દેવ મનુષ્ય તિર્યંચને પોત પોતાની ભાષામાં સમજાય એવી પ્રભુની વાણી ૩૫ ગુણવાળી હોય છે

૧૨ અપાયાપગમાતિશય- પ્રભુ વિચરે ત્યાં ૧૨૫ યોજન માંથી મારી-મરકી-ઉપદ્રવ દૂર થાય છે

પ્ર ભગવાનના ૪ મૂળ અતિશય કયા?

જ ૧ રોગ મલ, વ્યાધિ, પરસેવાથી રહિત ભગવાનનો દેહ હોય છે

૨ માંસ, લોહી ગરણી ગાયના દૂધ જેવા સફેદ હોય છે

૩ આહાર, નિહાર (ઠલ્લો-માત્રુ) ચર્મચક્ષુવાળા જોઈ શકતા નથી

* ભગવાનના મુખમાથી નિકળતે શ્વાસોશ્છાસ કમળની સુગંધ જેવો હોય છે



## સવેગ



સવેગથી અનુત્તર ધર્મશ્રદ્ધા પેદા થાય છે અનન્તા નુબધી કષાયો ક્ષય થાય છે નવા કર્મ બધાતા નથી મિથ્યાત્વનુ સશોધન થાય છે અને દર્શનશુદ્ધિ થાય છે એમ કરતા વિપુલ કર્મક્ષય થાય છે અને આત્મા કૃતકૃત્ય બની જાય છે



# અસ્વાધ્યાય કાળ

૧ મહિકા— ધુમ્મસ પડવાની સાથે જ આખા વાતાવરણને અપકાયમય કરે છે, તેથી તે જ્યાં સુધી ચાલુ રહે ત્યાં સુધી બારી બારણાં બંધ કરી માત્ર ઉચ્છવાસ નિચ્છવાસની છૂટ રાખી બાકીનો બધો સંયમવ્યાપાર તત્કાળ બંધ કરી દેવો જોઈએ

૨ સચિત્તરજ—જંગલના પવનથી ઉડતી અન્ય તરજ વર્ણથી સહેજ લાલ હોય ત્યારે નિરંતર પવનથી ત્રણ દિવસ સુધી પૃથ્વીકાયથી ભાવિત જમીન હોય છે

૩ પાંશુવૃષ્ટિ (અચિત્તરજ)—જ્યાં સુધી પડે ત્યાં સુધી અસ્વાધ્યાય

૪ માંસવૃષ્ટિ (માંસખંડ) ૫ રૂધિરવૃષ્ટિ (રુધિરબિંદુ)—એક અહોરાત્ર અસજ્ઝાય

૬ કેશવૃષ્ટિ ૭ શિલાવૃષ્ટિ (કરાવૃષ્ટિ)—જ્યાં સુધી પડે ત્યાં સુધી

૮ દિગ્દાહ—કોઈપણ દિશામાં કોઈ મહાનગર સળગતું હોય તેનો પ્રકાશ દેખાય ત્યારે (નીચે અંધકાર હોય) એક પ્રહર

૯ ગન્ધર્વનગર—(નિયમા દેવકૃત હોય) એક પ્રહર

૧૦ યૂપક—એક પ્રહર (સ્વભાવિક હોય તો અસ્વાધ્યાય નહિ)

૧૧ ચાર સંધ્યા—અસ્વાધ્યાય (સૂર્યોદય પહેલા અને-અસ્ત પછી ૨-૨ ઘડી, મધ્યાહ્ન, મધ્યરાત્રિ આજુબાજુ ૨-૨ ઘડી )

૧૨—શાશ્વતી બે ઓળીમા પાંચમીના મધ્યાહ્નથી વદ ૧ સુધી આગમ વગેરે ન વચાય.

૧૩ ત્રણ ચૈ માસી—ગા દિવસની અસજ્ઝાય—ચૌદશ બપોરથી વદ ૧ અહોરાત

૧૪ પદ્મીના પ્રતિક્રમણ પછી સૂત્ર આગમની અસજ્ઝાય

૧૫ ચંદ્રગ્રહણ વખતે પણ અસજ્ઝાય સૂર્યગ્રહણ વખતે પણ અસજ્ઝાય

૧૬ ગ્રામપ્રધાન, ગામ પ્રધાને કોઈને નિયુક્ત કર્યો હોય, મહુ સ્વજનવાળો શ યાતર કે કોઇ ખાસ માણસ મરી જતા (પોતાની વસતિની અપેક્ષાએ ૭ ઘરની વચ્ચે) ૧ અહોરાત્ર અસ્વાધ્યાય, સ્વાધ્યાય કરે તો લોકો કહે 'અહિ આ લોકોને તો કઈ દુખ જ નથી'

૧૭ સ્ત્રીનુ કરુણ રુદન સભળાય ત્યાસુધી અસ્વાધ્યાય

૧૮ તિર્યંચપચેદ્રિયનુ લોહી, હાડકા વગેર ૬૦ હાથની અદર પડયુ હોય તો અસ્વાધ્યાય

૧૯ મનુષ્યનુ ચર્મ, લોહી, માસ, ૧૦૦ હાથની અદર પડ્યુ હોય તો અસ્વાધ્યાય લોહીની ૧ અહોરાત અસજ્ઝાય

૨૦ આર્દ્રા પહેલા વર્ષા થાય તો અસ્વાધ્યાય

(સાધુ સાધ્વીના ઉપયોગ માટે અસ્વાધ્યાયની નોધ પ્રવ ચન સારોદ્ધારમાથી કરી છે )





# આચાર છત્રીસી

૧ ઉભા ઉભા કે આસન વગર કોઇ પણ ચીજ વપરાય નહિ પાણી પીવાય નહિ.

૨ આસન પાથર્યા વગર જમીન ઉપર પલાઠી વાળી બેસાય નહિ

૩ સૂર્ય ઉગ્યા પહેલા ગોચરી કે પાણી વહોરવા જવાય નહિ

૪ સૂર્ય આથમ્યા પછી ગોચરી કે પાણી વપરાય નહિ

૫ પહેલા પહોરમા (સવારમા) લાવેલા આહારપાણી ત્રીજા પહોર સુધી જ વપરાય

૬ બે ગાઉથી વધારે દૂરથી લાવેલા આહારપાણી સાધુથી ન વપરાય મત્રાતીન કહેવાય

૭ આધાકર્મી આહાર કોઈ બીમાર માટે લાવ્યા હોય અને વધ્યો હોય તો બીજા સાધુથી વપરાય નહિ પણ પરઠવી દેવો જોઇએ

| કામળીનો કાળ | | કલાક મિનીટ |
|---|---|---|
| ૮ ચોમાસામા સૂર્યો દયથી છ ઘડી સુધી | | (૨–૨૪) |
| શિયાળામા ,, | ચાર ઘડી સુધી | |
| ઉનાળામા ,, | બે ઘડી (૪૮ મીનીટ સુધી) | |
| સાંજે ચોમાસામા સૂર્યાસ્ત પહેલા છ ઘડી | | |
| શિયાળામા ,, ,, | ચાર ઘડી | |



ઉનાળામા સૂર્યાસ્ત પહેલા બે ઘડી પહેલા
આ કામળી ઓઢવાથી આકાશમાથી પડતા અપકાયના જીવોની દયા થાય છે બનતા લગી કામળી ઓઢવાના કાળમા બહાર જવુ ન જોઈએ

૯ બે રાત વીતેલુ દહી કે છાશ અગર ઢેબરા વહોરવા ન જોઇએ

૧૦ લોચા પુરી, કાચા માવાના પેંડા પણ વહોરાય નહિ

૧૧ ખાખરા, પુરી, મીઠાઇ વગેરે ચોમાસામા ૧૫ દિન સુધી કલ્પે

ખાખરા, પુરી, મીઠાઈ વગેરે શિયાળામા ૧ [illegible] સુધી કલ્પે

ખાખરા, પુરી, મીઠાઈ વગેરે ઉનાળામા ૨૦ [illegible] સુધી કલ્પે

પણ વચ્ચે તે વસ્તુઓનો સ્વાદ કે રંગ [illegible] તો ન લેવાય

૧૨ ગોચરી લાવ્યા બાદ ગુરુમહારાજને [illegible] વહોરાવીની હકીકત કહેવી જોઇએ

૧૩ કારણવગર દોષિત બીજ સાધુથી [illegible] ગૃહસ્થ બહુ આગ્રહ કરે તો પણ [illegible]

૧૪ જેના મકાનમા સાધુ સૂતા હોય [illegible] શય્યાતર કહેવાય અને તે [illegible] પાણી લાવવા સાધુથી કલ્પે નહિ

૧૫ સાધુથી ઠલ્લે જઇ આવી પગ [illegible] તળીયા બગડયા હોય તે ધાવ[illegible]

૧૬ સાધુથી દર્પણમા મોઢુ જોવાય નહિ

૧૭ સાધુથી મો ધોવાય નહિ

૧૮ કારણ વગર દાત પણ સાફ થાય નહિ

૧૯ પાણીનો ઘડો ઉઘાડો મૂકાય નહિ ઢાકવો જોઇએ

૨૦ પાણી ઘડામાથી લેતા પહેલા ઘડા નીચે બરાબર જોઈ લેવુ જોઇએ

૨૧ માત્રાનો પ્યાલો પૂજ્યા વગર વપરાય નહિ તેમજ હાથમા રાખી બોલાય નહિ

૨૨ માત્રુ પરઠવ્યા પછી પ્યાલાને જમીન ઉપર ન મૂકાય, પણ ઈંટ ઉપર મૂકવો જોઇએ કે લૂછી નાખવો જોઇએ

૨૩ બહાર ઠલ્લાની જગ્યા મળતી હોય તો બહાર દૂર જંગલે જવુ જોઇએ, પણ આળસથી કે ભણવાના લોભથી વાડામા જવાય નહિ

૨૪ સાધુથી ખડખડ હસાય નહિ

૨૫ રાતના દડાસણથી જમીન બરાબર પૂજ્યા વગર ફરાય નહિ

૨૬ દહેરાસરમા કે ઉપાશ્રયમા પેસતા નિસિહિ અને નીકળતા આવસ્સહિ કહેવી જોઇએ

૨૭ પડિલેહણ કરતા બોલાય નહિ અર કોઇને પચ્ચક્ખાણ પણ અપાય નહિ બોલે તો છકાયનો વિરાધક બને

૨૮ કોઈ પણ વસ્તુ સાધુથી પડિલેહણ કર્યા વગર વપરાય નહિ

૨૯ પડિલેહણ કરતા વસ્તુદીઠ પડિલેહણના બોલ બોલવા જોઇએ

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

૩૦ પોરસી, પાત્રા, પડિલેહણ વગેરે તેના ટાઈમે કરવુ જોઇએ

૩૧ સવારનું પડિલેહણ મકાનમા પ્રકાશ આવ્યા બાદ બારી બારણા જયણાપૂર્વક ઉઘાડીને કરવું જોઇએ

૩૨ પોતાના પ્રમાદથી કોઇપણ પાત્રુ, તરપણી, ટોકસો વગેરે ફુટે નહિ. માટે નીચે બેસીને લુછવા જોઇએ.

૩૩ ગોચરી વાપરીને તુરત જ લુણા (પાત્રા લુછવાના વસ્ત્ર) પાણીમા કે ચીકણા હોય તો સાબુમા, જીવ રક્ષાની ખાતર કાઢી નાખવા જોઇએ

૩૪ ગોચરી પતી ગયા પછી તુરતજ પોતાના પાત્રા ઝોળીમા બાંધી દેવા જોઇએ

૩૫ એઠા મોઢે બોલાય નહિ બોલે તો જ્ઞાનાવરણી કર્મ બધાય

૩૬ પ્રતિક્રમણ, ગોચરી વગેરે માંડલીમા કરવું જોઇએ વગર કારણે જુદુ કરે તો પ્રાયશ્ચિત આવે







# પહેલી પચ્ચીસી



૧ ગુરુઆજ્ઞા મુજબ વર્તનાર સાધુના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ત્યાગ વગેરે ગુણોનો વિકાસ અને શુદ્ધિ જલ્દી થાય છે

૨ ગુરુઆજ્ઞાની ઉપેક્ષા કરનાર સાધુ પોતાનુ આત્મકલ્યાણ કરી શકતો નથી

૩ ગુરુઆજ્ઞા એ ક્રોધાદિ શત્રુઓથી રક્ષણ કરનાર મજબુત કિલ્લો છે

૪ ગુરુ ઉપરનો સાચોપ્રેમ અને તેમની ઇચ્છા મુજબ વર્તવાનો નિર્ધાર એ મોક્ષને મેળવવાનો નિર્ધાર છે

૫ વિગઈ વાપરવી તે સાધુ માટે પાપ છે બિમારી આદિ કારણે ગુરુમહારાજ રજા આપેને વાપરે તો દોષ ન લાગે

૬ દિવસે ઊંઘવુ તે સાધુ માટે દૂષણ છે

૭ દોડવુ કે જલ્દી જલ્દી ચાલવુ તે પણ સાધુ માટે પાપ છે

૮ ગુરુ મહારાજની સામે જેમતેમ બોલવુ તે પણ પાપ છે

૯ જૂઠું તો સાધુથી બોલાય જ નહીં જેવુ બન્યુ હોય તેવુ કહી દેવુ જોઇએ પણ પોતાના ગુરુમહારાજથી છૂપાવવુ નહી

૧૦ કપડાનો કાપ બહુ મેલા થયા પહેલા નજ કાઢવો જોઇએ

૧૨ વારંવાર વાપરવુ કે ભૂખ વગર કંઈ પણ વાપરવુ (ખાવુ) તે પાપ છે

૧૩ સારી વસ્તુ આપણી પાસે આવી હોય તો એથી બીજા સાધુની ભક્તિ કરવી જોઇએ લાભાકાંક્ષી સાધુ સાધર્મિક



ભક્તિ ચૂકે નહિ

૧૪ ગુરૂમહારાજ આને ત્યારે 'મત્થએણ વંદામિ' કહેતાની સાથે ઉભા થવુ જોઇએ.

૧૫ કોઇપણ સાધુ જોડે તકરાર કે કજીયો ન જ કરાય

૧૬ ભણવાની પાછળ કે તપ અને ક્રિયા કરવાની પાછળ ' મારી બધી મનની મલીનતા અને પાપો બળીને ભસ્મ થઇ જાઓ " એ ભાવ જોઇએ

૧૭ ગુરૂમહારાજનો ઉપકાર રોજ યાદ કરવો જોઇએ કોઈ દિવસ ભૂલનો નહિ

૧૮ ગુરૂમહારાજ કાંઈ ભૂલ થતા ઠપકો આપે કે કદાચ લાત પણ લગાડી દે તોયે તેમના ચરણ છોડવા નહિ પણ મારા કલ્યાણ માટે જ મને આમ કરે એમ વિચારવુ

૧૯ પોતાની તીવ્ર બુદ્ધિનો ગર્વ ન કરવો જોઇએ

૨૦ કોઈપણ ચીજ મગાવવી હોય કે કઈપણ કાપ વગેરે કામ કરવુ હોય તો ગુરૂમહારાજને પૂછયા વગર ન થાય (બહુવેલ સદિસાહુ' એ આદેશનુ પાલન થાય છે )

૨૧ બને ટક પ્રતિક્રમણ ઉભા ઉભા અને શુદ્ધ ઉચ્ચાર સાથે મન પરોવીને કરવુ જોઇએ

૨૨ મુહપત્તિ મોઢે રાખ્યા વગર ( ઉઘાડે મોઢે ) બોલાય નહિ

૨૩ શ્રાવકો વગેરે ગૃહસ્થોને 'આવો' 'બેસો'–'જાઓ' –'આ કરો' 'તે કરો' એમ કહેવાય નહિ ( એમ બોલવાથી અજતના થાય છે )

૨૪ પાચમહાવ્રતોનુ પાલન પોતાના વ્હાલા પ્રાણની જેમ કરવુ જોઇએ

૨૫ લીધેલી પ્રતિજ્ઞા ભાગવી તે નરકમા જવાનો માર્ગ છે



# બીજી પચ્ચીસી

૧ રસ્તામાં ચાલતા આડુ અવળુ જોવાય નહિ વાતો કરાય નહિ, તેમજ ભણાય પણ નહિ નીચે જોઈનેજ ચાલવુ જોઈએ

૨ શરીરને જેટલુ પ્રતિષ્ઠાપૂર્વક કષ્ટ આપીએ તેટલા વધુ પાપો બળી જાય છે

૩ સાધુથી કોઈની પણ નિંદા કરાય જ નહિ

૪ સ્ત્રીને જાળી જોઈને આંખથી જોવાય નહિ

૫ કોઈપણ સાધુના દોષો આપણાથી જોવાય નહિ બીજાના દોષો જોવાથી પોતાનો આત્મા દોષ વાળો બને છે કાળુ જોવાથી મન કાળુ બને, ઉજળુ જોવાથી મન ઉજળુ બને

૬ બીજાના ગુણો જ આપણે જોવા જોઈએ

૭ કોઈની પણ અદેખાઈ-ઈર્ષ્યા સાધુથી ન કરાય

૮ કોઈની પણ ચઢતી જોઈને રાજી થવુ જોઈએ

૯ ' દરેકેનુ ભલુ થાઓ ' એવી જ ભાવના રાખવી જોઈએ

૧૦ પોતાના ગુરૂમહારાજના દોષો કે ભૂલો તો કદી ન જોવાય આ યાદ રાખવુ કે ગુરૂમહારાજનો જે ઉપકાર છે તેની આગળ એ દડા મારે તોયે કંઈ નહિ

૧૧ શરીરની જ સંભાળ કરનાર સંસારી કહેવાય, આત્માની જ સંભાળ કરનાર સાધુ કહેવાય

૧૨ રાતના સાધુથી ખાવાપીવાનો વિચાર પણ ન કરાય આવી જાય તો તુરત જ ' મિચ્છામિ દુક્કડં ' દઈ દેવો

૧૩ શું આહાર, ક્યારે આહાર, શું મળશે, અમુક ચીજ નહિ મળે તો ? આવી આવી હલકી વિચારણા સાધુથી ન થાય

૧૪ ગમે તેવો કડવો બોલ (શબ્દ) સહન કરે તે સાધુ

૧૫ ખાતાપીતા પહેલા પાત્રામાં અને પડિલેહણ વખતે વસ્ત્રાદિમાં નજર કરી જોઈએ કે 'કોઈ જિવાત્મા જીવ તો અંદર નથીને ?'

૧ બીજા સાધુના પાત્રા તરફ નજર ન કરવી કે 'એને શું મળ્યું ? એણે શું ખાધું ?'

૧૭ સાધુએ શરીરને અનુપયોગી ચીજો ન ખાવી જોઈએ

૧૮ ખાધું, સારું અને થોડી ચીજો ખાવાથી સારી ભાવનાઓ આવે છે

૧૯ કોઈપણ સાધુ ગમ બનાવે તો કરવું જોઈએ, પણ ના ન પાડવી જોઈએ

૨૦ સ્વાર્થી ન બનતા પરોપકારી બનવું જોઈએ

૨૧ 'હું' અને 'મારું' મૂકે તે સાધુ

૨૨ સંયમના ઉપકરણો સિવાય બીજી નકામી ચીજો સંઘરવી તે પરિગ્રહ છે

૨૩ 'સારી વસ્તુઓ બીજાઓને ભલે મળો ! મારે સાધારણ વસ્તુથી ચાલશે' આ ભાવના વારંવાર કરવી

૨૪ મારો મોક્ષ જલદી થાય તે માટે ભગવાનની આજ્ઞાનું સુંદર પાલન મારે કરવું જોઈએ

૨૫ વાપરતા પહેલા ગુરુમહારાજને પૂછવું જોઈએ કે 'આ ગોચરી પાણી વાપરું ?'



# ત્રીજી પચ્ચીસી

૧ બિમારી આદિના કારણ વગર સવારમા વાપરવુ તે સાધુ માટે પાપ છે

૨ સવારમા ઉઠતાની સાથેજ સાત-આઠ વાર નવકાર મત્ર ગણવો જોઇએ, અને ગુરૂમહારાજના પગે પડવુ જોઇએ

૩ સવારમા ઉઠીને દસ વાગ્યા સુધી ગોખવુ જોઇએ

૪ રાતના પ્રતિક્રમણ કરી તરતજ બે કલાક પાઠ કરવો જોઇએ

૫ ક્રિયાઓમા લોચા વાળવાથી ભયકર પાપ બધાય છે

૬ સવારમા પ્રતિક્રમણ કરી સુવાય નહિ પણ પાઠ કરવો જોઇએ, તેમજ સારી ભાવનાઓ ભાવવી જોઇએ

૭ હસવુ તે સાધુ માટે પાપ છે

૮ કોઇની પણ મશ્કરી સાધુથી થાય નહિ

૯ ગમે તેવી વાત સાભળ્યા પછી પેટમા રાખવી જોઇએ પણ જેને તેને કરાય નહિ

૧૦ સ્વભાવ શાત રાખવો જોઇએ

૧૧ ‘ સસાર દુ ખની ખાણ છે અને સયમ સુખની ખાણ છે ’ આ વારવાર યાદ રાખવુ,

૧૨ કોઈ પણ વાતની હઠ કદાગ્રહ ન કરવો

૧૩ ભણવાના પુસ્તકો સાચવીને રાખવા જોઇએ તેને પગ ન લાગે, પડી ન જાય, વળી ન જાય, તેની કાળજી



શાખવી જોઈએ

૧૪ ભણતા કે ક્રિયાઓ કરતા કોઈની જોડે વાતચીત ન કરાય

૧૫ ખાસ મૌન રાખવુ જોઈએ

૧૬ ગુરૂમહારાજ વાતમા હોય ત્યારે તે મને કાઈ પૂછાય નહિ

૧૭ આપણને કોઈ શીખામણ આપે ત્યારે મોઢુ બગાડવુ નહિ જોઈએ, પણ હાથ જોડીને હસ્તે મોઢે સાભળવી જોઈએ

૧૮ સારા સારા કપડાઓનો મોહ ન રાખવો જોઈએ પણ ગમે તેવા જાડા કપડા મલે તો પણ આનદથી ચલાવતા શીખવુ જોઈએ

૧૯ જેમ તેમ ઓછી ચીજોથી જીવન જીવતા શીખવુ જોઈએ જરૂરિયાતો ઓછી કરવી

૨૦ પોતાનું કામ પોતાની જાતેજ કરવુ જોઇએ સ્વાશ્રયી બનવુ

૨૧ બિમાર સાધુની સેવા તો ખાસ કરવી જોઈએ

૨૨ ખૂબ ભણવાનુ અને તપ કરવાનુ નાની ઉમરમા કરીએ તો જ આગળ એ જ્ઞાન અને તપ વધે માટે ભણવામા કે તપ કરવામા આળસ કરવી નહી

૨૩ મરવાનુ કયાર આવશે તેની ખબર નથી માટે સારા કામો જલ્દી કરી લેવા જોઈએ

૨૪ આપણી પ્રશસા-વખાણ સાભળી ફુલાઈ ન જવુ અને નિંદા સાભળી રાષ ન કરવો

૨૫ આત્મામા અનતી શક્તિ છે એમ માની દરેક કામમા ઉત્સાહ રાખવો, પણ કોઈ કામમા કાયર ન બનવુ

卐——卐——卐——卐——卐——卐——卐——卐

# ચોથી પચીસી

૧ સ્ત્રી એ બધા દુખોનુ મૂળ છે નરકમા જવાનો માર્ગ છે, પાપોની ખાણ છે

૨ પૈસા એ બધા ઝગડાઓનુ મૂળ છે બધા પાપો પૈસા માટે થાય છે પૈસાથી દુર્ગુણો વધે છે કચન અને કામીની બેમા આખી દુનિયા ભરી રહી છે

૩ આખ, કાન, જીભ વગેરે ઈન્દ્રિયો ડાકુ છે તે આત્માનુ બધુ પુણ્યધન લૂટી લે છે માટે ઈન્દ્રિયો કહે તેમ ન કરવુ, પણ જ્ઞાની કહે તેમ કરવુ

૪ સારી મધુર ખાવાની ચીજો અને જોવાની વસ્તુઓ ઝેર છે તે ભોગવવાથી આત્માને અનતા જન્મ મરણ કરવા પડે છે

૫ ખાવુ એ સયમી માટે વેઠરૂપ છે માટે ખાવામા ખૂબ વખત ન લગાડવો જોઇએ નહિ

૬ સસારમા સ્ત્રીવાળા, બગલાવાળા કે મોટરોવાળા પણ સુખી નથી એમને ઘણા સતાપ છે જગતમા એક માત્ર સાધુ જ સુખી છે

૭ પારકી વસ્તુના આધારે જીવવુ તે દુખ છે અને પોતાના આધારે જીવવુ તે સુખ છે

૮ આયબિલનો તપ એ સાધુ માટે અમૃત છે વિગઈવાળો ખોરાક સાધુ માટે ઝેર છે

૯ જગતનુ ગમે તેવુ સુખ નાશ પામે છે પણ મોક્ષનુ

સુખ કોઈ કાળે નાશ પામતુ નથી,

१० ભૂખ એ અનાદિકાળનો રાગ છે તે ખાવાથી ન મટે પણ તપથી મટે

११ વિનય વગરના મોટા તપની કે ભણવાની કાંઈ કિંમત નથી

१२ સાધુ થઈ સયમ સારુ પાળે તો દેવલોક કે મોક્ષ મળે, અને એ સયમની વિરાધના કરે તો તિર્ય ૨ ક નરકગતિમા રખડે

१३ ગુરુનો અવિનય કરનારને કોઈ કાળે મોક્ષ મળતો નથી

१४ 'ભવોભવ જૈનધર્મ મળો' એવી પ્રાર્થના રોજ ભ ા વાન પાસે કરવી જોઈએ

१५ ધર્મ વગરની શ્રીમતાઈ નરકમા જવાનો માગ છે જ્યારે ધર્મસહિત દરિદ્રતા એ સદ્ગતિમા જવાનો માર્ગ છે

१६ ઉંદરને જેવો બિલાડીનો ભય લાગે છે, તેવો ભય સાધુને સ્ત્રીનો જોઈએ (ભાવપ્રાણોની રક્ષા ખાતર)

१७ શરીરની દયા ખાવી નહિ, પણ તપ કરવો

१८ દીક્ષા લીધા પછી માબાપનો કે સગાંવહાલાંનો મોહ ના રખાય તેમની સાથે સંસારની વાતો ન થાય

१९ ગૃહસ્થોનો પરિચય સાધુ માટે પાપ છે

२० પાપનો બાપ લોભ છે અને પાપની માતા માયા છે

२१ ઓઘાસહિત પોતાની બધી વસ્તુઓનુ બે વખત પડિલેહણ સભાળી લેવુ જોઈએ નાની દોરા, ટોકરી



જેવી વસ્તુ પણ પડિલેહણ વગર રહેવી ન જોઇએ

૨૨ પોતાની કોઇપણ વસ્તુ રખડતી ન રાખવી જોઇએ રખડતી રહે તો અજતના કે અધિકરણ બને

૨૩ રસ્તામા જતા સામે કોઇપણ સાધુ મળે તેને "મત્થએણ વદામિ" કહેવુ જોઇએ

૨૪ નકામી વાતો કરવી નહિ તેમજ સાભળવી નહિ

૨૫ જ્ઞાન દર્શન, ચારિત્રના પ્રયોજન વગર કોઇપણ પ્રવૃત્તિ સાધુથી થાય નહિ





# પાંચમી પચ્ચીસી

૧ સુખી, આનંદી, આશાવંત, આત્મહિતકારી અને પરોપકારી વિચારો મનને સુધારે છે

૨ દુઃખના, નિરાશાના, ભયના અને સ્વાર્થીલા વિચારો મનને બગાડે છે

૩ હું એક મહાત્મા છું મારા વિચારો ઉદાર, પવિત્ર અને પ્રેમ ભરેલા હોવા જોઈએ આ આદર્શ–ધ્યેય જોઈએ

૪ હું મહાન છું મોટા કામ કરવા માટે મારો જન્મ છે હું મોટા કામ કરીને જ મરીશ, એવો મારો નિર્ધાર છે જગતમાં હું ધારું તે બધુ કરવા શક્તિમાન છું મારા માર્ગમાં ગમે તેવા વિઘ્નો–અંતરાયો આવશે તો પણ હું તેને ગણકાર્યા વિના આગળ વધીશ પણ પાછો નહિ પડું આ ધગશ રાખો

૫ માણસમાં કોઈ જાતનો ભય કે બીક ન હોવી જોઈએ ભય માત્ર પાપનો અને પરલોકનો જોઈએ સાધુ બન્યા પછી તેને દુનિયાની (દુન્યવી વસ્તુઓની) ફિકરચિંતા કે ભય શો ?

સાધુને ચિંતા માત્ર ગુરુસેવાની, પોતાના સંયમની કે ભણવાની જ હોય

૭ ગમે તેવુ સાદું લુખુસુકુ ખાવા–પીવાનું કે કપડા લત્તા મળશે તેમા મને ખૂબ આનંદથી નભાવતાં આવડે છે આ ખુમારી જોઈએ

૮ દીનતા-રોદણા રોવા તે સાધુ માટે દૂષણ છે

૯ હું ખૂબ તદુરસ્ત છુ મારે કોઇ રોગ નથી એવી આ[illegible]
શ્રધા જોઇએ

૧૦ સયમ જીવનની એક મિનિટ ક્રોડો રૂપિયા કરતા વધા[illegible]
કિંમતિ છે માટે એક મિનિટ પણ નકામી વાતોમા [illegible]
આળસમા ગુમાવવી જોઇએ નહિ

૧૧ મહાન તપસ્વી અને મહાન ગુરુભકત થવાને
મારો આદર્શ છે તે હુ પૂરો પાડીને જ જપીશ (જીવ
નમા કોઇ મા[illegible] ઉચ્ચ આદર્શ જોઇએ)

૧૨ જે સાધુ ખાવાપીવાની લાલચમા, કપડાવસ્તાની ટાપટીપમા
કે માન માનમા પડે છે, તે મહાન બની શકતો નથી

૧૩ સ્વ-પર આત્માનુ કલ્યાણ કરવા માટે મે નાની ઉંમરમા
સયમ લીધુ છે માટે મારે ભણવામા અને તપમા ખૂબ
મહેનત કરવી જોઇએ

૧૪ સાધુએ ખાસ કામ વગર પોતાના આસનથી ઉભા ન
થવુ જોઇએ ખોટુ હાલવુ-ચાલવુ તે સાધુ માટે દૂષણ
છે સાધુમા ચચળતા ન હોવી જોઇએ

૧૫ જે કામ હાથમા લીધુ તે પુરૂ કરીને જ બીજા કામમા
પડવુ જોઇએ

૧૬ ભણતી વખતે કે લખતી વખતે ટટ્ટાર બેસવુ જોઇએ જેથી
શરીરમા રોગ ન થાય

૧૭ સવારમા વહેલા જાગવાથી બુદ્ધિ ખૂબ વધે છે સાધુને
ઊઘ થોડી જોઇએ



૧૮ સ્વાધ્યાય કે ખાસ કામ સિવાય બોલવાનુ થોડુ જ રાખવુ જોઇએ બહુ બોલબોલ કરવાથી મગજ નબળુ પડે છે તેમજ જૂઠ આવી જવાનો ખૂબ સભવ છે મહાન પુરૂષો ખપ વગર બોલતા નથી બોલવામા સભ્યતા નમ્રતા જોઈએ બોલતા પહેલા વિચાર કરવો જોઇએ કે હુ શુ બાલુ છુ અને તેનુ ફળ શુ આવશે? સામાને ખોટુ લાગે તેવુ ન બોલવુ જોઇએ સાધુની ભાષા મધુર અને મીઠી હોવી જોઇએ

૧૯ ગુરૂમહારાજનો ઠપકો બિસ્કીટ કરતા પણ વધારે મીઠો લાગવો જોઇએ

૨૦ ગુરૂમહારાજે મને મહાન સયમ આપી મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે તેનો બદલો હુ કેવી રીતે વાળીશ? તેનો રોજ વિચાર કરવો જોઇએ

૨૧ સુદર બ્રહ્મચર્ય પાળનાર ભણવામા અને તપના ક્ષેત્રમા આગળ વધે છે

૨૨ સારૂ બ્રહ્મચર્ય પાળનાર ઘણુ કરીને માંદો પડતો નથી

૨૩ બ્રહ્મચર્યના ભગથી બાકીના ચાર મહાવ્રતોનો ભગ થઇ જાય છે

૨૪ બ્રહ્મચર્યથી બુદ્ધિ-મગજ શરીર અને આત્મિક બળ ખીલે છે

૨૫ બ્રહ્મચારી માણસનુ પુણ્ય વધવાથી ક્ષયોપશમ બધુ ઠાન પડે થાય છે તેને થાક લાગતો નથી તેમજ તે ઘણુ કરી શકે છે તેનો પ્રભાવ બીજા માણસો ઉપર પડે છે

# છઠ્ઠી પચ્ચીસી

૧ માધુને શરીર કરતા આત્માની ચિંતા વધારે જોઇએ સાધુને આલોક કરતા પરલોકની ચિંતા જોઇએ સાધુને પોતાની ચિંતા કરતા ગુરુની ચિંતા વધારે જોઇએ

૨ ક્રોધ-ચડાલની દોસ્તી સાધુને અભડાવે છે

૩ અભિમાન એ ગુણોને આવતા રોકનાર મોટી ભીત છે

૪ દભ-માયાગર્ભથી આત્માના ગુણોને મુડદાલ કરે છે

૫ લોભ પિશાચ સર્વનાશક છે જેને વળગે છે તેને હેરાન કરી નાખે છે

૬ સાધુ સાધુ વચ્ચે ખટપટો કરાવે તે સાધુ ન કહેવાય

૭ દરેક ધર્મક્રિયા કરતા ભગવાનને યાદ કરવા જોઇએ કે અહો! ભગવાને કેવી સુદર કલ્યાણકારી ક્રિયાઓ બતાવી છે!

૮ જગતના જીવો પાપથી દુખી છે મારે દુખ જોઇતુ ન હોય તો પાપ ન કરવુ જોઇએ

૯ સવારમા રોજ ઉઠતાની સાથે આ વિચાર કરવો જોઇએ કે હું સાધુ છુ મારે પાચ મહાવ્રતો છે મારા ગુરૂ મહારાજ અમુક છે મારૂ કર્તવ્ય હું શુ નથી કરતો? કયુ કર્તવ્ય કરવા યોગ્ય ન કર્યુ? હુ મારી શક્તિ મુજબ કેટલો તપ કરૂ છુ? કેટલુ ભણુ છુ?

૧૦ ગુરૂમહારાજને જે વસ્તુ ગમતી હોય તે મુજબ કરવુ જોઇએ



૧૧ ગુરૂમહારાજને જે વસ્તુ ન ગમતી હોય તે મુજબ ન કરવુ જોઈએ

૧૨ ગુરૂમહારાજ કોઈપણ આજ્ઞા આપણને કરે ત્યારે મારા પર મહાન ઉપકાર કર્યો ! એમ માની આજ્ઞા ઉઠાવવી જોઈએ

૧૩ ગુરૂની આજ્ઞા ખાતર પ્રાણ આપવા પડે તો પણ આપવા જોઈએ

૧૪ ગુરૂની આજ્ઞા ભાગી પ્રાણ બચાવનાર મરીને દુર્ગતિમા જાય છે

૧૫ પોતાની મરજી મુજબ ચાલનાર સાધુનુ કલ્યાણ કોઈ દિને થતુ નથી

૧૬ મને આમ લાગે છે માટે હુ તો આમજ કરીશ, એવ ડહાપણને બદલે ગુરૂમહારાજને જે યોગ્ય લાગે તે કરવાનુ

૧૭ સ્ત્રી સાથે વાતચીત, ગરિષ્ઠ વિગઈનુ ભક્ષણ અને શરીરની શોભા ટાપટીપ એ ત્રણે સાધુ માટે તાલપુટ ઝેર સમાનછે

૧૮ સસારમા રહી સુખ ભોગવનારની દશા કસાઈના ઘરે રહેલા બોકડા જેવી થાય છે

૧૯ જે સસારને દુખથી ભરેલો અને પાપથી ભરેલો માની ત્યાગ કર્યો છે, તે સસાર હવે સાધુ થયા પછી ફરી સારો ન લાગવો જોઈએ

૨૦ સાધુને જે સુખ સયમમા છે તે સુખ ભોગી ઈન્દ્રને કે ચક્રવર્તીને પણ નથી

૨૧ ભગવાને બતાવેલા સયમમાર્ગમા કદાપી દુખ નજ હોય



૨૨ સસારમા સુખ થોડુ અને દુખ ઘણુ જ્યારે સયમમા બાહ્ય દુખ થોડુ અને સુખ ઘણુ

૨૩ સયમજીવનમા આવતી અગવડો એ તો આપણા આત્માની પરીક્ષા છે પરીક્ષામા પાસ જ થવુ જોઇએ

૨૪ ધર્મ સિવાય જેને બીજુ કાઈ ગમે નહિ, તે જ સાચો મોક્ષપ્રેમી છે

૨૫ ચોવીસ કલાકમા લગભગ ૧૫ કલાક ભણવાની ભગવાનની આજ્ઞા છે માટે મારે (સાધુએ) ભણવું જ જોઇએ સ્વાધ્યાય એ તો સાધુ જીવનનું મુખ્ય અગ છે





# સાતમી પચ્ચીસી

૧ પ્ર સજ્જન કોણ કહેવાય?
  જ જે ઉપકારીના ઉપકારને ભૂલે નહિ તે.

૨ પ્ર દુર્જન કોણ કહેવાય?
  જ જે ઉપકારીના ઉપકારને ભૂલી જાય તે.

૩ પ્ર નાક વગરનો કોણ કહેવાય?
  જ જેનામા વિનય ગુણ નથી તે. (નાક કપાયું છે)

૪ પ્ર સાચુ મસ્તુ કયુ?
  જ બ્રહ્મચર્યનો ભગ કરવો તે ([illegible])

૫ પ્ર કાનવાળો કોણ?
  જ જે કોઇની પણ નિંદા ન સાંભળે તે.

૬ પ્ર સાચો બહાદુર કોણ?
  જ જે ઇન્દ્રિયોને કાબુમા રાખે તે.

૭ પ્ર ધર્મનુ મૂળ શુ?
  જ દયા

૮ પ્ર સાચો સાધુ કોણ?
  જ ગમે તેવા પ્રસગે ક્ષમા રાખે તે.

૯ પ્ર સાચો શિષ્ય કોણ?
  જ જે ગુરૂમહારાજના ઉપ[illegible]

૧૦ પ્ર યાદ રાખવા લાયક શુ?

[illegible]

જ નવકાર મંત્ર

૧૧ પ્ર ભૂલવા લાયક શું ?

જ બીજાની ભૂલો

૧૨ પ્ર મોટો જ્ઞાની કોણ ?

જ જે પોતાની પ્રશંશા ન કરે અને બીજાની નિં કરે તે

૧૩ પ્ર મોટો ક્રિયાપાત્ર અને મોટો તપસ્વી કોણ ?

જ જે ક્રિયા અને તપ ન કરનારની નિંદા ન કરે કામ ન કરે તે

૧૪ પ્ર આંધળો કોણ ?

જ જેને વિવેકરૂપી આંખ નથી તે

૧૫ પ્ર મોટો પાપી કોણ ?

જ જે વિશ્વાસઘાત કરે તે

૧૬ પ્ર મોટો ધર્મ કયો ?

જ જે ભગવાનની આજ્ઞામુજબ કરવું તે

૧૭ પ્ર. સાચો સુખી કોણ ?

જ સંતોષી, થોડું મળ્યાને બહુ માને

૧૮ પ્ર સાચો દુઃખી કોણ ?

જ અસંતોષી

૧૯ પ્ર કઠીન શું ?

જ મનને કાબુમાં રાખવું તે

૨૦ પ્ર ભણવાનું ફળ શું ?



જ પાપોનો ત્યાગ કર્યો તે

૨૧ પ્ર સાચો ધનવાન કોણ ?

જ જેની પાસે ધર્મધન છે તે

૨૨ પ્ર સાચો ગરીબ કોણ ?

જ ધર્મ કરતો નથી તે

૨૩ પ્ર મિથ્યાત્વી કોણ ?

જ જે સંસારના પદાર્થમાં સુખ માને તે

૨૪ પ્ર સમકિતી કોણ ?

જ મોક્ષમાં જ સાચું સુખ છે એમ માને તે તીર્થંકર ભગવાન અને એમના વચન પર અંયત પ્રેમ રાખે

૨૫ પ્ર નિર્દય કોણ ?

જ પારકાના દોષો જુવે તે





જ નવકાર મત્ર

૧૧ પ્ર ભૂલવા લાયક શુ ?

જ બીજાની ભૂલો

૧૨ પ્ર મોટો નાનો કોણ ?

જ જે પોતાની પ્રશશા ન કર અને બીજાની નિંદા ન કરે તે

૧૩ પ્ર મોટા ક્રિયાપાત્ર અને મોટો તપસ્વી કોણ ?

જ જે ક્રિયા અને તપ ન કરનારની નિંદા ન કરે, ને ક્રોધ ન કરે તે

૧૪ પ્ર આધળો કોણ ?

જ જેને વિવેકરૂપી આખ નથી તે

૧૫ પ્ર મોટો પાપી કોણ ?

જ જે વિશ્વાસઘાત કરે તે

૧૬ પ્ર મોટો ધર્મ કયો ?

જ જે ભગવાનની આજ્ઞામુજબ કરવુ તે

૧૭ પ્ર. સાચો સુખી કોણ ?

જ સતોષી, થોડુ મળ્યાને બહુ માને.

૧૮ પ્ર સાચો દુખી કોણ ?

જ અસતોષી

૧૯ પ્ર કઠીન શું ?

જ મનને કાબુમા રાખવું તે

૨૦ પ્ર ભણવાનું ફળ શું ?



જ પાપોનો ત્યાગ કરો તે

૨૧ પ્ર સાચો ધનવાન કોણ ?

જ જેની પાસે ધર્મધન છે તે

૨૨ પ્ર સાચો ગરીબ કોણ ?

જ ધર્મ કરતો નથી તે

૨૩ પ્ર મિથ્યાત્વી કોણ ?

જ જે સસારના પદાર્થમા સુખ માને તે

૨૪ પ્ર સમકિતી કોણ ?

જ મોક્ષમા જ સાચુ સુખ છે એમ માને ને તીથકર ભગવાન અને એમના વચન પર અત્યત પ્રેમ રાખે

૨૫ પ્ર નિર્દય કોણ ?

જ પારકાના દોષો જુવે તે





# આઠમી પચ્ચીસી

૧ કોઈ પણ વસ્તુ સ્વભાવે ખરાબ નથી, તેમજ સારી નથી પણ આપણે જ વસ્તુમા સારાપણ કે ખરાબપણુ કલ્પીએ છીએ, તથી તે વસ્તુ સારી કે ખરાબ લાગે છે

૨ સારૂ બ્રહ્મચર્ય પાળવા માટે નિર્વિગઇ કે આયંબિલના તપ જેવો બીજો કોઈ ઉપાય નથી

૩ મહાન બનવા માટે પુણ સહન કરતા શીખવુ જોઇએ

૪ આ જગતના આપણા ખરા શત્રુ હોય તો માત્ર ક્રોધ માન, માયા, અને લોભ છે તેજ આપણુ બગાડનાર છે

૫ શરીરના રહેવા છતા હુ (આત્મા) તે શરીરથી તદ્દન જુદો છુ કારણ કે શરીર જડ છે જ્યારે હુ ચેતન છુ માટે શરીર માટે પડે ને દુઃખવુ પડે તેમા હુ મારો પડતા નથી કે દુઃખતો પડતા નથી

૬ ખાવુ પડે ત્યારે ખાવુ પણ ખવામા પ્રેમ ન થવો જોઇએ અને તપના પ્રેમ જ ન જોઇએ

૭ સ્ત્રીઓ પુરુષોને ફસાવે છે માટે તેના વચનોએ વિશ્વાસ ન કરવા

૮ સંયમની નાવડીમા જે બેઠી ગુરુ મહારાજના કહ્યા મુજબ વર્તન ન કરનાર તરી જાય કે નહિતર ડુબી જાય છે

૯ બધા સાધુ મહારાજ ઉપર પ્રેમ રાખવો જોઇએ સાધુને જોઇને આનંદ માન ઉભરાવો જોઇએ, અને યથાશક્તિ તેમની આવશ્યકિત સેવા બજાવવી જોઇએ



૨૨ સાધુમા બ્રહ્મચર્ય ગુણ જો બરાબર હોય તો બીજા ગુણો ખેચાઈ આવે છે

૨૩ બ્રહ્મચર્ય એ સયમનો પ્રાણ છે તે નિકળી ગયા પછી સયમ મડદુ થઈ જાય છે

૨૪ સુદૃઢ અને તેજસ્વી શરીરનો આધાર બ્રહ્મચર્યના પાલન પર છે

૨૫ તપ-જપ હોવા છતા પણ બ્રહ્મચર્યના ભગથી અવશ્ય દુર્ગતિ થાય છે માટે બ્રહ્મચર્ય પાળનાર જીવન સફળ કરે છે અને ભગ કરનાર જીવન નિષ્ફળ કરે છે



卐 卐

# નવમી પચ્ચીસી

૧ પોતાનો આત્મા જ મિત્ર છે અને પોતાનો આત્મા જ શત્રુ સયમ પાળનાર આત્મા પોતાનો મિત્ર છે અને સયમ ન પાળનાર આત્મા પોતાનો શત્રુ છ

૨ આત્મા જ સ્વર્ગ છે અને આત્મા જ નરક છે બ્રહ્મચર્ય પાળનાર આત્મા સ્વર્ગ છે બ્રહ્મચર્ય ન પાળનાર આત્મા નરક છે

૩ આત્મા જ સુખ છે, શાતિ છે આનદ છે અર ! આત્મા જ શુધ્ધ સુખવાળો પરમાત્મા છે તો શા માટે સુખ માટે બહાર દુનિયામા ફાફા મારે છે ?

૪ આત્મા જ કર્મોને કરે છે અને આત્મા જ કરેલા કર્મને ભોગવે છે

૫ આત્મા જ કર્મોથી બધાય છે અને આત્મા જ કર્મથી મુક્ત બને છે

૬ સસારમા ભટકનાર પણ આત્મા છે અને મોક્ષમા જનાર પણ આત્મા છે

૭ આત્મામા કેવળજ્ઞાન કેવળદર્શન, અનતી શક્તિ અને અનતુ સુખ ભરેલુજ છે

૮ દુખનું મૂળ બે છે – (૧) રાગ (૨) દ્વેષ

૯ ચિત્તની સ્થિરતા વગર ધર્મક્રિયાઓ પ્રાણ વગરની બની જાય છે

૧૦ આત્માનો કોઈ કાળે નાશ થતો નથી માટે તેને જ સુખી કરવા પ્રયત્ન કરવો જોઇએ



૧૧ આપણા આત્માને જેમ સુખ ગમે છે, અને દુ ખ ગમતું નથી, તેમ બધા જીવોને સુખ જ ગમે છે, દુ ખ કોઇને પણ ગમતું નથી માટે કોઇને પણ દુ ખ થાય તેવું કરવું ન જોઇએ

૧૨ સ યમ મહાન પુણ્યશાળીને મળે છે પણ તેના કરતા સ યમ લઇ સારૂ પાળનાર વધારે પુણ્યશાળી છે

૧૩ ખાવા માટે પણ સ યમ લેનાર ભિખારી મરતી વખતે ઉચ્ચી ભાવનાથી અર્ધા દિવસનુ સ યમ પાળી મરીને સ પ્રતિ રાજા થાય છે તે સ યમનો પ્રભાવ કેટલો બધો મહાન!

૧૪ સ સારના સુખો પ્રત્યે અણગમો-ક ટાળો આવે ત્યાર વૈરાગ્ય આવ્યો કહેવાય છે

૧૫ મોક્ષને જાણીને તેને મેળવવાની તાલાવેલી થાય તેને સ વેગ કહેવાય છે

૧ ધર્મ ખાતર પ્રાણનો ત્યાગ કરે, પણ પ્રાણ બચાવવા ખાતર ધર્મને છોડે નહિ તેજ સાચો સાત્વિક છે

૧૭ ગુરૂમહારાજના કહ્યા મુજબ કરનાર સાધુ થોડુ ભણેલા હોય અને તપ વગેરે કરી ન શકતા હોય તો પણ તે સ સારસાગર તરી જાય છે

૧૮ પા ચ મહાવ્રતો ઉ પર ભારે પ્રેમ જોઇએ અને છોડેલા હિંસાદિ પાપો પ્રત્યે ભારે તિરસ્કાર જોઇએ

૧૯ લીધેલા પાચ મહાવ્રતોને વારવાર યાદ કરવા જોઇએ

૨૦ જેમ પગમા લાગેલા કાટાને તુરત જ કાઢી નાખીએ



ઊીએ તેમ લાગેલા પાપના ડાગાને તુરત જ ગુરૂમહા
રાજને કહી કાઢી નાખવો જોઇએ

૨૧ ઉપયોગપૂર્વક-સયમના લક્ષ્યપૂર્વક ખાનાર-પીનાર
-બેસનાર-ઉઠનાર-ઊંઘનાર-બોલનાર પાપ બાધતો નથી
તેથી ઉલટી રીતે કરનાર પાપ બાધે છે

૨૨ હું આમ કરીશ જ, આમ થશે જ, આવી જકારપૂર્વક
વાણી સાધુથી ન બોલાય

૨૩ કાણાને કાણો, લગડાને લગડો, આધળાને આધળો,
સત્ય હોવા છતા સાધુથી ન બોલાય સામાને અપ્રિય
હોવાથી

૨૪ તુ ષટ્કાયનો ગોવાળ (રક્ષક) કહેવાય છે તો તારે
ષટ્કાયની રક્ષા માટે ખૂબ કાળજી રાખવી જોઇએ

૨૫ જે સયમને નિર્મળ રાખવા માગતો હોય તો પ્રવચન
માતાને જરાય છોડીશ નહિ







# ભગ્નહૃદયને પ્રેરણા



૧ હે આત્મન્! આ દુષમકાળનુ જીવન જ દુખમય છે તો માટે ગૃહસ્થાશ્રમનુ શું પ્રયોજન છે?

૨ ગૃહસ્થાશ્રમીના કામભોગો ક્ષણિક, હલકી કોટીના અને પરિણામે દારુણ છે

૩ વળી સસારની માયામા ફસેલા મનુષ્યો બહુ કપટવાળા હોય છે

૪ આ સયમી જીવનમા દેખાતુ દુખ, પ્રતિકૂળતા કષ્ટ લાંબો વખત ટકવાની નથી

૫ સયમ છોડીને ગૃહસ્થાશ્રમમા જતા હલકા માણસોની પણ ખુશામત-ગુલામી કરવી પડશે

૬ ગૃહસ્થાશ્રમ સ્વીકારવા જતા વમેલી ( ઓકી નાખેલી ) વસ્તુઓને ફરી ચાટવી પડશે

૭ ત્યાગની ઉચ્ચ ભૂમિકામાથી તુચ્છ વિષયસુખ માટે ગૃહસ્થજીવન સ્વીકારવુ તે નરકાગારમા જવા માટેની તયારીરૂપ છે

૮ ગૃહસ્થાશ્રમમા રહેનારને શ્રાવકનો પણ ધર્મ પાળવો દુષ્કર છે તો આદર્શ સયમ તો ક્યાથી જ પળાય?

૯ અચાનક રોગ ઉત્પન્ન થવાથી જ્યારે દેહનો નાશ થઇ જાય છે, ત્યારે ધર્મ સિવાય અન્ય કોઇ જીવને સહાયક થતુ નથી

૧૦ ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટની પ્રાપ્તિરૂપ સકલ્પ તે સસારીને દુખને માટે થાય છે



૧૧ ગૃહસ્થાશ્રમ કલેશમય છે ત્યાગમાર્ગ એ શાંતિમય છે

૧૨ ગૃહસ્થાશ્રમ એ બંધન છે, ત્યાગમાં સ્વાધીનતા છે

૧૩ ગૃહસ્થજીવન પાપમય છે, સંયમજીવન પવિત્ર છે

૧૪ જગતના સૌ જીવો પુણ્ય અને પાપથી ઘેરાયેલા છે

૧૫ મનુષ્યનું આયુષ્ય ખરેખર દાભના અગ્રભાગ ઉપર રહેલા જલબિંદુ જેવું ચંચળ છે

૧૬ અરેરે! ખરેખર! પૂર્વકાળે પાપકર્મ બાંધ્યું હશે નહિતર આવો પાપી વિચાર કેમ આવે? માટે હવે વધુ ધ્યાન કરું

૧૭ અસંયમનું સેવન કરીને પાપકર્મોથી મુક્તિ મળી શકશે નહિ, પરંતુ દુઃખે સહી શકાય તેવાં પૂર્વ પાપકર્મોને મનમાં ખેદ કર્યા સિવાય અહીં સહી લેવાથી અને તપ દ્વારા ખપાવી દેવાથી તે કર્મોથી છૂટકારો મળશે

૧૮ એ બિચારા કલેશમાં રહેવા અને દુઃખમાં જ સબડતા નારકીના જીવોનું પલ્યોપમ અને સાગરોપમોનું લાંબું એકસરખું ભોગવવાનું દુઃખ ક્યાં? અને આ સંયમમાં આવેલું અલ્પકાલીન આકસ્મિક અને સ્વયં સ્વીકારેલું દુઃખ ક્યાં? આમ વિચારી સંયમી આત્મા પુનઃ સંયમમાં સ્થિર બને





## —: વિશ્વકલ્યાણ પ્રકાશનનુ વિવિધ સાહિત્ય :—

| બાલોપયોગી પુસ્તકો | રૂા-પૈ |
|---|---|
| (૧) બાળકોની સુવાસ | ૦-૨૫ |
| (૨) સંસ્કારધન ભાગ-૧ | ૦-૨૫ |
| (૩) સંસ્કારધન ભાગ-૨ | ૦-૨૫ |
| * (૪) નિત્યબોધ | ૦-૧૦ |

**વાર્તાના પુસ્તકો**

(૧) લંકાપતિ

| અભ્યાસના પુસ્તકો | |
|---|---|
| * (૧) ત્રિલોકદર્શન | ૩-૦૦ |
| * (૨) સરળનવતત્ત્વ | ૦-૫૦ |
| (૩) શ્રમણની જીવનસમ્પત્તિ | ૦-૭૫ |
| (૪) તત્ત્વ ચિંતન | ૦-૫૦ |
| (૫) જ્ઞાનસાર ભાગ-૧ | ૧-૨૫ |

| નિબંધો તત્ત્વચિંતનના પુસ્તકો | |
|---|---|
| (૧) ભવના ફેરા | ૧-૦૦ |
| (૨) તીર્થ યાત્રા | ૦-૫૦ |
| (૩) આત્મસમૃદ્ધ | ૦-૫૦ |

| ગીતો-સ્તવનોના પુસ્તકો | |
|---|---|
| (૧) નમસ્કાર ગીતગંગા | ૧-૦૦ |
| (૨) શાન્તિગીત | ૦-૨૫ |

| પોકેટ બુકો | | | રૂા-પૈ |
|---|---|---|---|
| (૧) મનનુંધન | ૦-૨૫ પૈસા | (૫) ભાવનામૃત | ૦-૫૦ |
| (૨) ગુણવૈભવ | ૦-૨૫ પૈસા | ( ) અંતરનાદ | ૦-૫૦ |
| (૩) જીવનકળા | ૦-૫૦ પૈસા | (૭) પચ્ચક્ખાણદર્શન | |
| (૪) ચિત્તપ્રસન્નતા | ૦-૫૦ પૈસા | | ૦-૨૫ |